શ્રમણ ભગવાન મહાવીરના

# સામાયિકના પ્રયોગો

[ આદર્શ જૈનોના આદર્શ સામાયિક સાથે ]

વીરનંદી લાલન

---

ગુર્જર ગ્રન્થરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ

પાંચ આના

શ્રમણ ભગવાન મહાવીરના

# સામાયિકના પ્રયોગો

[ આદર્શ જૈનોનાં આદર્શ સામાયિક સાથે ]

'सामायिक ते हि ज आत्मा ।'

—श्री भगवती सूत्र

વીરનંદી લાલન

ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ

પાંચ આના

પ્રકાશક:
શંભુલાલ જગશી શાહ
ગૂર્જર ગ્રન્થરત્ન કાર્યાલય
ગાંધીરસ્તો : અમદાવાદ

ાવૃત્તિ ૧ ૧૯૮૩ માં ૧૦૦૦
આવૃત્તિ ૨ ૧૯૮૬ માં ૨૩૦૦
આવૃત્તિ ૩ ૧૯૮૭ માં ૨૨૦૦
આવૃત્તિ ૪ ૧૯૮૮ માં ૨૫૦૦
[ સુધારાવધારા સાથે ]
આવૃત્તિ ૫ ૧૯૯૦ માં ૨૨૫૦
[ સુધારાવધારા સાથે ]
આવૃત્તિ ૬ ૧૯૯૫ માં ૧૬૦૦
[ સુધારાવધારા સાથે ]

કુલ નકલ ૧૧૮૫૦

મુદ્રક: મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી
મુદ્રણસ્થાન : આદિત્ય મુદ્રણાલય
રાયખડ : અમદાવાદ

# સત્કાર

**વિજયરાય કલ્યાણરાય વૈદ્ય—** [ ૩૨નું ગ્રન્થસ્થ વાઙ્મય ]

'સામાન્યતઃ જિજ્ઞાસુઓને ને વિશેષતઃ જૈનોને પઠનને પાત્ર.'

**મુંબઈ સમાચાર—**

'તેમાં સામાયિક સૂત્ર અને જૈનોનાં આદર્શ સામાયિક રજૂ કરી અચ્છી રીતે સમજાવવામાં આવ્યા છે.'

**પ્રજાબંધુ—**

'ઉપોદ્‌ઘાત ખાસ વાચનીય છે.'

**જૈન-જાગૃતિ—**

'આ પુસ્તક જૈનધર્મના રસિયાંને તો છોડવું નહિ જ ગમે, પણ બુદ્ધિવાદી-ઓનેય પ્રિય થઈ પડે તેવું છે. આ પુસ્તકથી જૈન સાહિત્યમાં એક સુંદર પુસ્તકનો ઉમેરો થયો છે.'

# નિવેદન

ઉત્તરોત્તર સુધારાવધારા સાથે પ્રકટ થતા આ પુસ્તકની આ છઠ્ઠી આવૃત્તિ છે. આ આવૃત્તિમાં પણ આગળની આવૃત્તિની જેમ ઘણો જ સુધારોવધારો કરવામાં આવ્યો છે. તાજેતરનાં થોડા વર્ષોમાં સામાયિકના પ્રયોગો દરમિયાન લેખકને જે જે નવા વિચારો સૂઝેલા, તેનો 'પ્રવેશકમાં' ઉમેરો કરવામાં આવ્યો છે; તેમજ પાછળ આપવામાં આવેલ 'આદર્શ જૈનોનાં આદર્શ સામાયિક'ની વાર્તાઓને પણ તેમના નવા વિચારો મૂજબ જ વલણ આપીને કેટલેક સ્થળે સુધારવામાં આવી છે. આશા છે કે સામાયિકના જિજ્ઞાસુઓને આ નવી આવૃત્તિમાંથી પણ વિશેષ જાણવાનું મળશે જ.

અમદાવાદ
૧૧-૭-૨૯

ધીરજલાલ વનજીભાઇ શાહ

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

નિશ્ચય દૃષ્ટિ હૃદય ધરીજી, પાળે જે વ્યવહાર,
પુણ્યવંત તે પામશેજી, ભવ સમુદ્રનો પાર.
—શ્રીમદ્ યશોવિજયજી

'**सामायिक ते हि ज आत्मा**' એમ શ્રી ભગવતી સૂત્ર ઉપદેશે છે, માટ નિશ્ચયદૃષ્ટિથી આત્મા શો છે? અર્થાત દ્રવ્યથી તે શો છે? તે કેવડો છે? ક્ષેત્રથી કેટલો સૂક્ષ્મ અને મહાન છે? કાળથી તે ક્યાં સુધી છે અને ભાવથી અનંત સામર્થ્યો હોવા છતાં શાથી તે અસામર્થ્યવાન અને અલ્પ સામર્થ્યવાન દેખાય છે તથા તેનાં અનન્ત સામર્થ્યો કેમ પ્રકટ કરવા એ સર્વનો ઉપાય સામાયિક છે—અર્થાત્ આત્મા છે. એ આત્માની ઝાંખી કેવી રીતે હમણાં થાય, તેનું દર્શન અલ્પ સમયમાં કેવી રીતે થાય અને ટૂંક સમયમા તેનો સાક્ષાત્કાર કેવા પ્રકારે અનુભવાય તેના પ્રયોગો આ પુસ્તકમાં છે,

જૈન સમાજ અત્યારે તો સામાયિકનો **ઉચ્ચાર** કરે છે. તેનો **વિચાર** અને **આચાર** જવલ્લે જ જોવામાં આવે છે. જો એ ઉચ્ચારેલા સામાયિક ઉપર વિચાર કરવામાં આવે તો સામાયિકનું અર્થાત્ આત્માનું સ્પષ્ટતર જ્ઞાન થાય, અને સામાયિક એટલે સમભાવથી સર્વત્ર આચરણ કરવામાં આવે તો સમ્યક્ ચારિત્રનો પણ અનુભવ થાય અર્થાત્ ક્ષાયિક સમકિતને પણ આત્મા અનુભવે.

સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણે મોક્ષના માર્ગ છે. [તત્ત્વાર્થસૂત્ર અ. ૧, સૂ–૧ ] આ ત્રણે જ્યારે સમપ્રમાણમાં એટલે કે જેટલું દર્શન તેટલું જ જ્ઞાન અને ચારિત્ર હોય ત્યારે જ કેવળદર્શન, કેવળજ્ઞાન અને યથાખ્યાત ચારિત્ર થાય છે.

તેથી જનતા જેમ સામાયિકનો ઉચ્ચાર કરે છે તેમ તેને સમજી તેનો વિચાર અને આચાર પણ કરવા માંડે તો મનુષ્ય–જન્મનું સાફલ્ય હસ્તામલકવત્ થાય. સામાયિક શબ્દના ઉચ્ચારની કિંમત જો કે અમૂલ્ય છે તથાપિ સમજવાને ખાતર આપણે એક રૂપિયો સમજીએં તો તેના ઉપરના વિચારની કિંમત એક ગીની થાય; અને ઉચ્ચારમય વિચારપૂર્વક જો તે આચરવામાં

આવે તો એ આચારની કિંમત પંદર કરોડ થાય; પરંતુ જ્યારે જેવો ઉચ્ચાર તેવો જ વિચાર અને તેવો જ આચાર હોય તો તે પ્રત્યેકની કિંમત પંદર પંદર પરાર્ધ થાય.

સામાયિકનો મૂળ પાઠ માગધી ભાષામાં છે. વર્તમાનકાળમાં આપણી ભાષા હિંદી, ગુજરાતી, મરાઠી અને બંગાળી છે; માટે માગધી સૂત્રનો ઉચ્ચાર કરી પોતપોતાની સ્વભાષામા તેનો અર્થ કરવો. અર્થથી થતાં ભાવપૂર્વક સામાયિકના સૂત્ર ઉપર ચિંતન કરવું. ચિંતનથી ઉત્પન્ન થતાં ભાવના પ્રકાશથી ચારિત્ર અવશ્ય સરળ થશે, એટલે કે સમભાવ સક્રિય થશે.

સ્યાદ્વાદ માત્ર પરમાર્થને સાધે છે એટલું જ નહિ પરન્તુ વ્યવહારને પણ ઉત્તમોત્તમ સ્થિતિએ પહોંચાડે છે, એમ હાલ વિદ્વાનોને દેખાવા લાગ્યું છે. સાચો વ્યવહાર સ્યાદ્વાદ વિના–સ્યાદ્વાદના જ્ઞાનના ઉપયોગ વિના જાણી શકાય નહિ.

**વચન સાપેક્ષ વ્યવહાર સાચો કહ્યો,**
**વચન નિરપેક્ષ વ્યવહાર જૂઠો.**

તે જ પ્રમાણે પરમાર્થ સાધનમાં સામાયિક એટલે સમભાવ પરમ સાધન છે. એટલું જ નહિ પરંતુ સાધક ઇહલોકમાં પણ સામાયિક—સમભાવ વડે ઉત્તમોત્તમ સ્થિતિએ સુન્દરતમ થઇ રહે છે.

વાત, પિત્ત અને કફ એ જો સમપ્રમાણમાં એટલે કે સમભાવે હોય તો શરીર નીરોગી રહે છે એટલું જ નહિ પરંતુ તે સૌન્દર્યશિરોમણી અને મહાવીર્યવાન થવા સંભવ છે. એજ રીતે સત્વ, રજસ અને તમસ, એ ત્રણે જો વિષમ પ્રમાણમાં હોય તો મનુષ્ય કર્મથી બંધાયેલો છે, અને જો સમ-પ્રમાણમાં હોય તો કર્મથી છૂટે છે–કર્મ પુદ્‌ગલપણું લઇ વિદાય લે છે. આત્મા પોતાની સ્વતંત્ર અવસ્થામાં જાણી શકે છે કે સર્વ જીવોમાં સમભાવથી પોતે મોક્ષ પામે છે એટલું જ નહિ પરંતુ જ્ઞાનાનંદ જેવા અનંતાનંદને અહીં જ અનુભવે છે અને તે અનુભવ તેનો સદાકાળ શાશ્વત રહે છે. વિશેષ સામાયિકના જિજ્ઞાસુને આ પુસ્તકમા પ્રવેશ કરતાં જણાતું જશે. इत्यलम् ।

**સંપૂર્ણ સાચું સામાયિક તો પ્રભુ સ્વીકારે ત્યારે ખરું. આ તો સામાયિકના પ્રયોગો છે—ગાંધીજી સત્યના પ્રયોગો કરે છે તેમ.**

નિર્મળ નિવાસ : કોચરબ રસ્તો
અમદાવાદ : ૧૯૮૭

**વીરનંદી લાલન**

# અનુક્રમ



## સામાયિક સૂત્ર



## આદર્શ સામાયિક



## પરિશિષ્ટ

# સમભાવ—સ્તંભ

કાળી ઘોર અંધારી રાત્રિમાં,
પ્રકાશી શીતળતા કરે છે ચંદ્ર;
માનાપમાનને સમભાવે ગણી,
શાંતિ પ્રસારે છે ભદ્ર.
શત્રુ આવે ધમધમતો કે નિર્બળ હોય પૂંઠે;
સમભાવ હોય ચિત્ત વિષે તો ઇશ પણ તૂઠે.
સમભાવ હોય વાણીમાં,
જીવન, સમાજ ને જગતમાં;
સમસ્ત માનવ જાતમાં;
વિશ્વમાં રહેલ અણુયમાં,
સધાય છે માનવ માત્રથી સુખો સર્વ ઇહલોકના;
અહીંયાં છતાંયે ભોગવાયે સઘળાં સુખો સ્વર્ગલોકનાં.
સમભાવે નહિ નામર્દ,
નહિ કાયર કે હિંસક;
જીવનમંત્ર તેને બનાવી,
થયા, છે ઘણાંયે મહાવીર.
શ્રેયસ પ્રેયસ અહીં આવી મળે છે સમભાવથી;
અનુસરાયે વળી તે ઇહ–પરલોકના માનવૌપપાતિકથી.
જ્ઞાનીઓ જ્ઞાનમાં આપે,
મુખ્ય સ્થાન સ્યાદ્વાદને;
ચૈતન્યવંતી ક્રિયાઓમાં,
ક્રિયાવાદીઓ સમભાવને.
સમભાવથી માનવ માત્રમાં વરસે અમી તણી વૃષ્ટિ;
વૈરઝેર કળાહોળ સમાવી, જીવ માત્ર સાધે આત્મસિદ્ધિ.

**પ્રદીપક**

**આત્મા પરભાવે—**

‘ હું કરતાં પરભાવનો,
એમ જેમ જેમ જાણે;
તેમ તેમ અજ્ઞાની પડે,
નિજ કર્મને ઘાણે,
આત્મતત્ત્વ વિચારીએ.’

—શ્રી જશવિજયજી

**આત્મા સ્વભાવે—**

‘ હું કરતાં નિજભાવનં,
એમ જેમ જેમ જાણે;
તેમ તેમ પ્રજ્ઞાની ચડે,
આતમ ગુણઠાણે,
આત્મતત્ત્વ વિચારીએ.’

—વીરનંદી લાલન

૨૫૮૭૫

ૐ

# પ્રવેશક

એક વિશાળ મંડપ છે અને એ મંડપમાં નવ વ્યક્તિઓ છે. મંડપની પૂર્વ બાજુની મધ્યમાં એક મહાપુરુષ છે અને મધ્યમાં ત્રણ પશ્ચિમે એક, ઉત્તરમાં બે અને દક્ષિણમાં બે વ્યક્તિઓ છે.

મંડપની મધ્યમાં જે ત્રણ વ્યક્તિઓ છે તેમાં એક સ્ત્રી છે, એક પશુ છે અને એક પુરુષ છે. આ ત્રણે વિનમ્ર ભાવે મહાપુરુષની સમક્ષ ઊભા છે.

જે સ્ત્રી છે તે દેવી છે, જે પશુ છે તે સિંહ છે અને જે પુરુષ છે તે દેવ છે, તેમજ જે મહાપુરુષ છે તે શ્રી જિન છે.

જે દેવી છે તે સરસ્વતી છે, જે સિંહ છે તે કેસરીસિંહ છે, જે દેવ છે તે સર્વ દેવોનો શિરોમણી ઇંદ્ર છે અને જે મહાપુરુષ છે તે જિનેશ્વર છે.

શ્રી જિનેશ્વરની સન્મુખ આ ત્રણે વ્યક્તિઓ વિનમ્ર ભાવે નમન કરી રહી છે.

પશ્ચિમમાં આવેલ વ્યક્તિ મનુષ્ય છે, ઉત્તર દક્ષિણમાં આવેલ બબ્બે વ્યક્તિઓ પણ મનુષ્યો છે. પશ્ચિમમાં આવેલ વ્યક્તિ પુરુષ છે. ઉત્તરમાં આવેલ બે વ્યક્તિ એ બે સ્ત્રીઓ છે અને દક્ષિણમાં આવેલ વ્યક્તિઓ તે બે પુરુષ છે.

આ મંડપમાં આવેલી આઠે વ્યક્તિઓ કર જોડી શ્રી જિનેશ્વર ભગવાનને વંદન કરીને વિનંતિ કરતી હોય એમ જણાય છે.

સરસ્વતી દેવી જિનેશ્વરને પ્રાર્થનાપૂર્વક વીનવે છે કે, 'હે મહાપુરુષ! હું અત્યાર સુધી એમ સમજતી હતી કે સંસારમાં ઉત્તમ ગણાતી ચૌદે વિદ્યાની સ્વામિની હું છું; પરંતુ આપની લોકોત્તર સર્વ જીવનું કલ્યાણ કરનારી મનોગમ્ય અમૃતમય વાણીનો જ્ઞાનપ્રવાહ જોઈ મને એમ લાગે છે કે મારી વિદ્યાઓ આપની વાણી પાસે અવિદ્યા જેવી લાગે છે; જ્યારે આપની અનંત જ્ઞાનયુક્ત વાણી તે સદ્‌વિદ્યા છે. છે. તો એવી વાણી આપે શાથી પ્રાપ્ત કરી તે જણાવવા કૃપા કરશો?'

સકલ વનના વનરાજરૂપ કેસરીસિંહ પ્રભુના છેક ચરણ પાસે આવી પહોંચી મસ્તક ઊંચું કરી પ્રભુને કહેવા લાગે છે કે, 'હું અત્યાર સુધી એમ સમજતો હતો કે હું સઘળા પશુઓનો રાજા હોવાથી મહાસત્ત્વશાળી છું; મારા જેવો કોઈ બળવાન હોય એમ હું માનતો નથી; તથાપિ જ્યારે હું આપના અનંત સત્ત્વને નિહાળું છું ત્યારે મારું સત્ત્વ તો કંઈ પણ વિસાતમાં નથી જણાતું. મેં તો સર્વ તિર્યંચ પશુઓ પર વિજય મેળવી મારા સત્ત્વને દાખવ્યું છે, પરંતુ આપના અનંતબળે સર્વ કર્મરૂપ પશુઓ પર વિજય મેળવી સર્વ જીવ-સત્ત્વો પર કરુણાની ભાવના કરી પોતાની સમાન બનાવવાનું અનંત વીર્ય-રૂપ સત્ત્વ કેવી રીતે પ્રાપ્ત કર્યું તે મારા પર અનુગ્રહ કરી મને બતાવશો?'

દેવેન્દ્રરૂપ ઇન્દ્ર મહારાજ હવે વિનયભાવે પ્રભુની પ્રાર્થના કરતા કરતા પૂછે છે કે. 'હે ભગવન્! અત્યાર સુધી હું એમ માનતો હતો કે મારા સરખો આખા સંસારમાં કોઈ સુખી નથી. મારા

સરખો આખા બ્રહ્માંડમાં કોઈ સૌંદર્યવાન નથી, અર્થાત્ સુખ અને સૌંદર્યમાં મારી સાથે કોઈ તુલના કરી શકે તેમ નથી; એટલું જ નહિ પણ મારી લબ્ધિથી–વિભૂતિથી મારી હજાર આંખો કરી આપનાં અનંત સૌંદર્ય સુખને જોઉં છું, ત્યારે મારું સૌંદર્ય–સુખ કંઈ વિસાતમાં નથી જણાતું. એવું અનંત સુખ અને અતુલ સૌંદર્ય આપે કેવી રીતે પ્રાપ્ત કર્યું તે જણાવવા કૃપા કરશો ?'

પશ્ચિમમાં તેમજ ઉત્તર–દક્ષિણમાં આવેલી માનવ વ્યક્તિઓ જાણે એ જ પ્રશ્નો પૂછતી હોય અને તેનો ઉત્તર સાંભળવાને તલપી રહી હોય એમ જણાય છે.

તે વખતે દેવ, દેવી, પશુ અને મનુષ્યોને શ્રી જિનેશ્વર અમૃતમય વાણીમાં ઉત્તર આપે છે કે:—

**'મનુષ્યપણું પ્રાપ્ત કરીને–સામાયિકથી.'**

દેવી સરસ્વતી એમ સમજી કે, મનુષ્ય થઈ આત્મખ્યાતિ કરી સર્વ જીવમાં સમભાવ રાખવારૂપ સામાયિક કરવામાં આવે, તો મને અનંતજ્ઞાન પ્રાપ્ત થાય. કેસરીસિંહ એમ સમજ્યો કે મનુષ્ય થઈ, આત્મદર્શન કરી સામાયિક કરવાથી અનંત બળ પ્રાપ્ત થાય, અને દેવેન્દ્ર ઇંદ્ર મહારાજ એમ સમજ્યા કે મનુષ્ય થઈ આત્મજ્ઞાન કરી સામાયિક આચરવાથી અનંત સુખ—અવ્યાબાધ સુખ અને અનુપમ સૌંદર્ય પ્રાપ્ત થાય.

મંડપમાં આવી રહેલી પાંચે મનુષ્ય વ્યક્તિઓ રાજી થઈ કહેવા લાગી: 'પ્રભો ! અમે મનુષ્ય છીએ. અમારે આપની સમક્ષ સામાયિક વ્રત લેવાનું છે.'

પશ્ચિમમાં આવેલ મનુષ્ય જેનું નામ **સંવેગ** છે તે કહે છે: 'પ્રભો ! હું હંમેશાં સરેરાશ પાંચ સામાયિક કરીશ, દશ સામાયિક અન્ય જનોને કરાવીશ અને પંદર જણાને સામાયિકના પ્રત્યાખ્યાન લેવડાવવા પ્રયત્ન કરીશ.'

ઉત્તર દિશામાં આવેલ એ સ્ત્રીઓમાંની એક સ્ત્રી વીનવે છેઃ 'પ્રભો! મને યાવજ્જીવન સામાયિક કરવાનું વ્રત આપો. મારો સઘળો સમય સામાયિક વ્રતમાં હો, એમ હું માગું છું.'

બીજી સ્ત્રી કહે છેઃ 'પ્રભો! હું એક ગ્રહસ્થની ગૃહિણી છું માટે મને દરરોજ એક સામાયિક કરવાનું વ્રત આપો.'

દક્ષિણમાં આવેલ બે વ્યક્તિમાંની એક વ્યક્તિ હંમેશાં સામાયિકમાં રહેવા યાવજ્જીવનનાં પચ્ચખાણ કરે છે; અને બીજી વ્યક્તિ નિરંતર એક સામાયિક કરવાનું વ્રત લે છે.

આ ઉપરથી સમજાય છે કે યાવજ્જીવન વ્રત લેનાર મનુષ્યો સર્વ વ્રતીરૂપ સાધુ, સાધ્વી; અને યાવજ્જીવનરૂપ સામાયિક આચરવાનું વ્રત લેનાર શ્રાવક, શ્રાવિકા બને છે. આમ સાધુ, સાધ્વી તથા શ્રાવક, શ્રાવિકા રૂપ ચતુર્વિધ સંઘ કે જંગમ તીર્થ પ્રભુનું રચાયું છે.[1]

---

૧. જૈન શાસ્ત્રમાં એવું ઉદાહરણ છે કે એક વેળા ચૈતર વૈશાખના પ્રખર તાપમાં એક ભીલ પોતાની ત્રણ સ્ત્રીઓ સાથે જંગલમાં એક વૃક્ષ નીચે વિશ્રામ લેવા બેસે છે. એક સ્ત્રી પોતાના પતિને કહે છે કે મને તૃષા બહુ લાગી છે માટે જળ લાવી આપો. બીજી સ્ત્રી કહે છે કે કંઈક ગાન ગાઓ તો હું ખુશી થાઉં. ત્રીજી સ્ત્રી કહે છે કે મૃગચર્મ લાવી મારે માટે ચોળી કરાવો તો હું રાજી થાઉં.

આ ત્રણે સ્ત્રીઓને ભીલ એક જ ઉત્તર આપી સમજાવે છે કે **શર** છે, એટલે તમને પ્રત્યેકને જોઈતું મળી રહેશે. પહેલી સ્ત્રી **શર** શબ્દથી એમ સમજે છે કે અહીં સરોવર છે માટે મને જળ મળશે. બીજી સ્ત્રી એ જ શબ્દથી એમ જાણે છે કે મારા પતિમાં શૂર–સૂર છે, માટે ગાન કરી શકશે. ત્રીજી સ્ત્રી એમ સમજે છે કે પતિ પાસે **શર** એટલે બાણ છે, ને તે વડે મૃગચર્મ પેદા કરી શકશે. આમ ત્રણે સ્ત્રીઓ પોતાનું મનોવાંછિત એક **શર** શબ્દથી સમજી જાય છે. એ જ ન્યાયે મહાપ્રભુ શ્રી મહાવીરે અનંત જ્ઞાન, અનંત બળ અને અનંત સુખ પ્રાપ્ત કરવાની મનોવાંછનાવાળા જીવોને એક જ ઉત્તરમાં સમજાવી દીધું કે તમે સર્વ જીવમાં એવો ભાવ રાખો કે જેવો તમારા પોતામાં છે, એટલે કે **સામાયિક** તમારા જીવનમાં ઉતારો.

# मंगल

**यद्वाचामधिकां विलासपदवीमीहेद् भृशं भारती**
**यत्सत्त्वैकपरंपरां कलयितुं सिंहोऽङ्कदम्भादियात् ।**
**यत्सौन्दर्यदिदृक्षया समभवद्दक्ष्णां सहस्रं हरेः**
**स श्रीवीरविभुर्ददातु भविनां शश्वन्मनोवाञ्छितम् ॥**

'જેમની વાણીના અધિક અધિક વિલાસની પદવીને ભારતી અતિશય ઇચ્છી રહી છે, જેમની સત્ત્વની પરંપરાને સમજવા કેસરીસિંહ તેમના ખોળામાં બેસી જવાના મિષથી ચરણ પાસે આવી પહોંચ્યો પ્રભુનું અનંત સત્ત્વ જોઈ રહ્યો છે (શ્રી મહાવીરને કેસરીસિંહનું લાઞ્છન–ચિહ્ન છે.) અને જેમનું સૌંદર્ય એકીટસે નીરખી રહેવાને ઇંદ્ર પોતાની હજાર આંખો ઉપજાવી પ્રભુનાં સૌંદર્યને જોઈ રહ્યો છે એવા શ્રી વીર પ્રભુ ભવી જીવોના મનોવાંછિત સદા પૂરા કરો.'[1]

આ પ્રકારે મનુષ્યના સર્વ મનોવાંછિત સામાયિકથી સંપાદિત થઈ રહે છે તો સામાયિક એ શી વસ્તુ છે તે આપણે જોઈએ.

શ્રી ભગવતી સૂત્ર તો **सामायिक ए हि आतमा** એમ જણાવે છે, તો એ આત્મા શો છે? કેવો છે? કેવડો છે? તેનામાં કેટલું બળ છે? એ સમજીશું કે તરત જ આગળ વિચારવાનું સરળ થઈ રહેશે. પ્રથમ તો ત્યારે એ પ્રશ્ન થશે કે આત્માનું રહેઠાણ ક્યાં? તો તેના જવાબમાં એ કે આ દેહ-શરીર એ તેનું ઘર છે; તેને રહેવાનું સ્થાન છે—દેહગેહ છે.

## દેહગેહની સેવા—દ્રવ્યનિક્ષેપથી

સામાન્ય રીતે મનુષ્યનો આખો જન્મારો દેહરૂપી ઘરની સેવા કરવામાં વહ્યો જાય છે. આ દેહ આત્માની સાથે ૨૫, ૫૦, ૭૫, ૧૦૦

---

૧. કવિરત્ન **બાણની કાદંબરી** પર ટીકા રચનાર શ્રી શુભચંદ્ર આચાર્યના કરેલા મંગલાચરણ ઉપરથી.

કે ૧૨૦ વર્ષ રહે છે. તેટલો વખત રાત્રિ અને દિવસ મનુષ્ય જાણે તેની સેવામાં જ–તેની ગુલામી કરવામાં જ મશગૂલ જણાય છે. દેહને ખાવાને અન્ન જોઈએ એટલે તેને માટે સવારથી સાંજ સુધી શ્રમ કરતો દેખાય છે. એ દેહને પહેરવાને વસ્ત્ર જોઈએ તેથી તેને માટે પણ અહોરાત્રિ પરિશ્રમ વેઠતો જોવામાં આવે છે, અને એ જ દેહને રહેવા છાપરું જોઈએ એટલે તે પેદા કરવામાં તેની સારી ઘડી–ચોવીસે કલાક વ્યતીત થયા કરે છે; એટલું જ નહિ પરંતુ બીજા મનુષ્ય કરતાં વધારે મોટો દેખાવા માટે તે અતિ શ્રમ કરતો જણાય છે. આમ દેહને માટે ખાવામાં, પીવામાં, પહેરવામાં, વસવામાં અને મોટા થવામાં–દેહની સેવામાં–ગુલામીમાં મનુષ્યનો આખો જન્મારો ચાલ્યો જાય છે; એટલું જ નહિ પરંતુ કદાચ તેને ખાવાને કોદરા મળે છે તો તે કંસાર મેળવવા યત્ન કરે છે; મહેનત કરતાં પહેરવાને ખાદી મળે છે તો તે કિનખાબ પ્રાપ્ત કરવા પરિશ્રમ વેઠે છે; વળી રહેવાને પર્ણ-કુટી, ઝૂંપડું, ઘર, હવેલી યા બંગલો મળે, તો તેનાથી તૃપ્ત ન થતાં મહેલ મેળવવા યત્ન કરે છે. આ પ્રમાણે દેહગેહની સેવા કરવામાં–દેહરૂપી ઘરની પરિચર્યા કરવામાં તે જરાયે બાકી રાખતો નથી. જે દેહ છેવટે તેને સો કે સવાસો વર્ષે છોડી જવાનો છે તેનો તે ગુલામ થઈ રહે છે; પરંતુ એ દેહરૂપી ઘરમાં રહેનાર, દેહરૂપી ઘરનો ધણી દેહ જન્મ્યો તેની પહેલા પણ હતો, હાલ છે અને હજી પણ હશે તેની જરા પણ દરકાર કરતો જોવામાં આવતો નથી. એ દેહરૂપી ઘરમાં રહેનાર કોઈ છે કે નહિ તેની પણ તેને ઘણે ભાગે ખબર હોતી નથી—એટલે કે ટૂંકામાં **દેહને જ હું માને છે.** દેહના જન્મને પોતાનો જન્મ, દેહના વૃદ્ધપણાને પોતાનું વૃદ્ધપણું, દેહના વ્યાધિને પોતાનો વ્યાધિ અને દેહના મરણને પોતાનું મરણ સમજે છે. આમ **દેહને** હું માનનારને શાસ્ત્રકારો બહિરાત્મા કે નિશ્ચય મિથ્યાત્વી કહે છે અને **દેહગેહમાં રહેનાર** વસ્તુ દેહથી જુદી છે એમ સમજનારને **સમ્યક્ત્વી કે અંતરાત્મા** કહે છે.

## દેહગેહના ધણીનું દર્શન–લક્ષણથી

દેહમાં જ્યારે તેનો ધણી હોય છે ત્યારે તે ચકચકતો દેખાય છે. જ્યારે તે તેમાંથી રવાના થાય છે, ત્યારે કાળો મેશ થઈ જાય છે, એટલું જ નહિ પણ ગંધાવા લાગે છે, અર્થાત્ જ્યાંસુધી એ દેહનો ધણી એ દેહરૂપી ઘરમાં હોય છે, ત્યાંસુધી તેની ચામડી–તેની સત્તા તેજસ્વી દેખાય છે અને તેમાંથી કોઈ પણ પ્રકારની દુર્ગંધી નીકળતી નથી.

ત્યારે હવે એ પ્રશ્ન થશે કે દેહમાં એવી કઈ વસ્તુ છે કે જેના અભાવે દેહ કાળો પડી ગંધાય છે અને જેના સદ્ભાવે દેહ ચકચકિત રહે છે? જવાબ એ જ કે તું પોતે [**तत् त्वम्**] દેહ નહિ–દેહરૂપી ઘર નહિ પણ એ ઘરનો માલિક છે. એવા દેહ તો તેં ઘણા બનાવ્યા–એવા દેહરૂપી ઘરો તો તેં ઘણાં બાંધ્યાં, પરંતુ એ ઘરનો બાંધનાર તો તેનાથી જુદો છે—**તે તું પોતે જ છે.**

## દેહગેહના ધણીની કિંમત–દ્રવ્ય નિક્ષેપથી

હાલની દુનિયામાં મોટામાં મોટી નગરી જો કોઈ હોય તો તે પંચાશી લાખની વસ્તીવાળી લંડન નગરી છે, જ્યાં હાલ આઠમો એડવર્ડ રાજ્ય કરે છે. તેમના રાજ્યમાં દુનિયાનો એવો કોઈ પણ દેશ નથી કે જેમાં કોઈ પણ દિવસે સૂર્ય આથમતો હોય, અર્થાત્ તેમના રાજ્યમાંના કોઈ પણ દેશમાં સૂર્ય ઊગેલો જ હોય છે. એ આઠમા એડવર્ડના અલંકારો લોકોને જોવા માટે લંડન ટાવરમાં રાખવામાં આવ્યા છે. એ અલંકારોમાં સર્વથી શ્રેષ્ઠ જે હીરો છે તે કોહિનૂર [તેજનો પર્વત] ના નામથી ઓળખાય છે. તેને કોઈ કૌસ્તુભમણિ પણ કહે છે. એવી દંતકથા છે કે જેની પાસે એ હીરો હોય તે ચક્રવર્તી હોય. એ હીરાની કિંમત પાંચ કરોડ રૂપિયા છે; પરંતુ એ કોહિનૂરને જોવાને આંખ ન હોય તો તેની કિંમત કેટલી? વિચાર કરતા જણાશે કે ફૂટી બદામ. ત્યારે કોહિનૂર અને એવા બીજા અનેક હીરાઓ જેના વડે દેખાય છે એવા ચક્ષુરત્નની કિંમત

કેટલી ? ધારો કે ચક્ષુરૂપી હીરાની કિંમત પાંચ અબજ પાઉંડ-ગીની છે. હવે જરા આગળ વિચાર કરીએ કે, કદાચ ચક્ષુ હોય-ચક્ષુરૂપી રત્ન હોય, સામે જ કોહિનૂર હીરો પણ પડ્યો હોય છતાં જો તમે **પોતે** શરીરમાં ન હો તો તમારા ચક્ષુરત્ન જેની કિંમત પાંચ અબજ આંકી છે તે પણ શા કામની ? તેની કિંમત પણ કોહિનૂર પ્રમાણે ફૂટી બદામ જ ને ! ટૂંકામાં આ બધાની કિંમત જો આપણે પોતે શરીરમાં હોઈએ તો થાય છે, અને ન હોઈએ તો નથી થતી. હવે જ્યારે કોહિનૂરની કિંમત આપણે પાંચ કરોડની આંકી હતી, આંખરૂપી રત્નની કિંમત પાંચ અબજ આંકી હતી, ત્યારે દેહરૂપી ઘરમાં રહેનાર જે ચક્ષુરત્નને તેમ જ કૌસ્તુભમણિને જોઈ રહ્યો છે તેની—આત્મરત્નની કિંમત પાંચ પરાર્ધ આંકીએ તો ખોટું શું છે ? આશ્ચર્યની વાત તો એ છે કે આ બહાર દેખાતાં કોહિનૂરમાં કે બહારના પદાર્થમાં મનુષ્ય મોહી રહ્યો છે, પણ તે ચક્ષુરત્નની કિંમત જાણતો નથી. કદાચ તેની કિંમત જાણે છે તોપણ ચક્ષુમાં રહીને જોનાર **પોતાને—આત્મરત્નને**—તેની કિંમત અઢળક હોવા છતાં જાણતો નથી—તેની દરકાર પણ કરતો નથી, પણ જો તે અંતર્દષ્ટિ કરે તો તેને આત્માની ઝાંખી થાય કે જેની કિંમત અપરંપાર છે. ( સમજવાને ખાતર આપણે તેની કિંમત પાંચ પરાર્ધ આંકી હતી. ) આ ઉપરથી ખ્યાલ આવશે કે દેહગેહથી આત્મા ભિન્ન છે અને તેની કિંમત અપરંપાર છે.

## આત્માની ઊંચાઈ—ક્ષેત્ર નિક્ષેપથી

જમીનની સપાટી ઉપરથી ગિરનાર પર્વતની પાંચમી ટૂક ( શિખર ) પાંચ માઈલ—અઢી ગાઉ ઊંચી છે. કોઈ પણ મનુષ્ય છેક તે ટોચ ઉપર જઈ ત્યાં શ્રી નેમીશ્વર પ્રભુનાં દર્શન કરી શકે છે, ગુરુ દત્તાત્રેયના પગલાં જોઈ શકે છે, ત્યાં બાવાઓએ નાખેલી લાકડીઓનો ઢગલો જોઈ શકે છે; એટલું જ નહિ પણ ત્યાં જે ઘંટ બાંધેલો છે તેને વગાડી 'યાત્રા સફળ થઈ' એમ સમજે છે. હવે

ધારો કે તમે જ શિખર ઉપર ચડો છો; પાંચ માઈલ ઊંચે ચડી પણ ગયા અને પાંચ માઈલ કરતાં હજુ તે શિખર વધારે ઊંચું હોત તો તમે વધારે ઊંચે સુધી પણ ચડી શકત. ત્યારે વિચાર કરો કે તમે ઊંચા છો કે પર્વતનું શિખર ? પાંચ માઈલની ઊંચાઈવાળા શિખર ઉપર ચડતાં તેની ઊંચાઈ પૂરી થઈ, પરંતુ તમારો પગ (તમે) કે જે એ ઊંચાઈ ચડી ગયાં તેની ઊંચાઈ તો તેથી પણ વધારે છે, કારણકે હજુ તે વધારે ઊંચે જઈ શકવા સમર્થ છે. ત્યારે વિચાર થશે કે તમે ઊંચા કે પર્વત ? ગિરનાર ઊંચો કે તમારા શરીરમાં રહેલો આત્મા ? ટૂંકો જ જવાબ છે કે જો તમે **પોતે** શરીરમાં ન હો તો તમારી ઊંચાઈ વધારેમાં વધારે પાંચ કે છ ફૂટની છે, અને જ્યારે તમે શરીરમાં હો ત્યારે તેની ઊંચાઈ પાંચ માઈલથી પણ વધારે છે, અરે ! તેથી પણ ઘણી વધારે છે. આ ઊંચાઈ એ તમારા શરીરના સામર્થ્યની નથી, પણ તેનાથી ભિન્ન એવા **આત્માની** છે.

## આત્મા અમાપ છે—ક્ષેત્ર નિક્ષેપથી

મનુષ્યમાં રહેલો આત્મા–મેઝર–measure–માપ છે, પણ તે કોઈથી માપી શકાતો નથી. સાંપ્રતકાળની ભૂગોળવિદ્યા અને ખગોળ-વિદ્યામાં જણાવેલું છે કે પૃથ્વીનો પરિઘ પચીસ હજાર માઈલનો છે. જો એક માણસ રોજના આઠ માઈલ પ્રમાણે ચાલવાનું શરૂ કરે તો આઠ વર્ષમાં આખી પૃથ્વીની પ્રદક્ષિણા કરી નાખે, અર્થાત્ પૃથ્વી ઉપરના પચીસ હજાર માઈલ ચાલતાં ચાલતાં પૂરા થાય તોપણ તેનો પગ થાકતો નથી. એનો પગ તો હજુ પણ બીજા જેટલા માઈલો હોય તેટલા માઈલોને કાપી શકે તેમ છે. ટૂંકમાં પૃથ્વી તો મનુષ્યના પગમાં ચડી વાળીને સમાઈ ગઈ છે—તેના પગના તળિયામાં સમાઈ ગઈ છે. મનુષ્યનો પગ એટલો બધો વિશાળ છે કે જો તે આખા બ્રહ્માંડમાં વ્યાપવા માંડે તો આખું બ્રહ્માંડ–Cosmos પૂરું થાય, પણ તે પૂરો ન થાય. જડ બ્રહ્માંડને માપનાર આત્મા–બ્રહ્મ અસંખ્ય માઈલનો છે, પરંતુ જો શરીરમાં ન હોય તો તેના પગનું તળિયું

માત્ર એક ફૂટનું છે. શરીરમાં પોતે હોય તો તે અમાપ છે—પર્વતને, પૃથ્વીને કે બ્રહ્માંડને માપી શકે એવો મહાન છે.

## આત્મા અનાદિ કાળથી છે—કાળ નિક્ષેપથી

આજનો સામાન્ય મનુષ્ય એમ કહે છે કે હું પચીસ વર્ષનો છું પરંતુ એના પર શાંતિથી વિચાર કરીશું તો જણાશે કે પચીસ વર્ષ એનાં શરીરનાં છે—આત્માનાં નહિ; એટલે પચીસ વર્ષથી આત્મા શરીરમાં છે એમ કહેવું યોગ્ય ગણાય. નિશ્ચય દૃષ્ટિથી જો વિચારીએ તો એ પચીસ વર્ષ તો કાળ દ્રવ્યના છે અને જ્યારે એ શરીરનો જન્મ થયો ત્યારથી માંડી પચીસ વર્ષ સુધી કાળ દ્રવ્યે એક કારકુનની જેમ ફક્ત નોંધ જ કરી છે એમ કહી શકાય. એટલે એ શરીરને પચીસ વર્ષ થયા પણ આત્મા તો અનાદિકાળથી છે; જેને કાળની ફૂટપટ્ટીથી પણ માપી શકાય તેમ નથી.

## આત્મબળની ઝાંખી—ભાવ નિક્ષેપથી

બહારની વસ્તુઓ બાહ્ય ઇંદ્રિયોથી એટલે બહિઃકરણથી અને અંતરની વસ્તુઓ અંદરની ઇંદ્રિયોથી એટલે અંતઃકરણથી જોઈ શકાય છે. જેમકે આપણને પથ્થર કઠણ જણાય છે કે પાણી? સામાન્ય રીતે જોતાં એવું લાગશે કે પથ્થર કઠણ છે અને પાણી પોચું છે. આપણે એજ પથ્થર અને પાણીને અંતર્દૃષ્ટિથી જોવા યત્ન કરીએ તો આપણને સ્પષ્ટ જણાય છે કે પર્વતના કઠણ પથ્થરો ઉપર હેલી-બંધ વરસાદ પડતાં પથ્થરના કટકા થઈ જાય છે, તેના ઉપર પણ વરસાદ પડ્યા કરે છે તેથી તે કટકાના કાંકરા થઈ જાય છે, અને છેવટે આ કાંકરા ઘસાઈ ઘસાઈને રેતીના રૂપમાં ફરી જાય છે. આમ પથ્થરના કટકા કરનાર, કાંકરા કરનાર અને કાંકરાની રેતી બનાવનાર બીજું કોઈ નહિ પણ વરસાદનું પાણી છે. આ ઉપરથી સમજાશે કે બાહ્ય સ્પર્શનેન્દ્રિયથી ઓળખાતો કઠણ પથ્થર પાણીથી ભાંગી જતો હોવાથી પોચો છે અને પાણી કઠણ (મજબૂત) છે, કારણકે પથ્થરને પણ તે તોડી નાખે છે.

એક લોખંડનો કટકો લઈ પાણીથી ભરેલા એક પ્યાલામાં તેને મૂકી રાખીને થોડા દિવસ પછી જોતાં તેના ઉપર પાણીને લીધે કાટ ચડી ગયેલો જણાશે. તેને બહાર કાઢ્યા પછી એ કાટની ઝીણી ઝીણી લાલ રેતી થઈ ઊડી જતી જણાશે. આમ જે પાણીને આપણે હલકું ગણીએ છીએ તે જ પાણી લોખંડ જેવી કઠણ વસ્તુનો પણ નાશ કરી શકે છે અને એ હિસાબે લોખંડ કરતાં પણ પાણી કઠણ છે.

આવી જ રીતે વિચાર કરશું તો જણાશે કે ઘણા મનુષ્યો બાહ્ય દૃષ્ટિથી એમ વિચાર કરે છે કે કર્મ કઠણ છે અને આત્મા પોચો છે, પરંતુ અંતરાત્મા અંતર્દૃષ્ટિથી વિચાર કરી જુએ તો જણાય કે કઠણ પાણીની જેમ બળવાન આત્મા પણ પોચા પથ્થરરૂપી કર્મોને તોડી શકે છે.[૧]

## શરીર અને આત્માનો સંબંધ—ઉપમાથી

મૂળાક્ષરોમાં **अ**, **आ**, વગેરે સ્વરો છે અને **क्**, **ख्** વગેરે વ્યંજનો છે. સ્વર એટલે જેનો ઉચ્ચાર સદા થયા કરે અને વ્યંજન એટલે જેની ભીતરમાં સ્વર ન હોય તો જેનો ઉચ્ચાર પૂર્ણ ન થઈ શકે—જે બોલી ન શકાય, લખવામાં પણ તેને ખોડા લખાય. આવી જ રીતે આપણું શરીર એ વ્યંજન છે અને આત્મા એ સ્વર છે. આત્મારૂપી સ્વર વગર શરીરરૂપી વ્યંજનનો ઉચ્ચાર પણ ન થઈ શકે,

૧, જુઓ આને મળતું જ મહાત્મા **એમર્સન**નું વાક્ય—

Every substance is negatively electric to that which stands above it in the chemical tables, positively to that which stands below it. Water dissolves wood and iron and salt; air dissolves water; electric fire dissolves air but the intellect dissolves fire, gravity, laws, method and the subtlest unnamed relatives of nature in its resistless menstruum.

એટલે કે આત્મા વગર શરીર નકામું થઈ પડે. વળી જેમ સ્વરના ઉચ્ચાર શાશ્વત છે–નિત્ય છે–અવિનાશી છે, તેવીજ રીતે શરીરરૂપી વ્યંજનમાં રહેલો સ્વરરૂપી આત્મા અવિનાશી છે–નિત્ય છે–શાશ્વત છે; અને વ્યંજનની માફક શરીર વિનાશી–અનિત્ય–અશાશ્વત છે.

આપણે કેટલીક વાર સાંભળીએ છીએ કે આઠે કર્મમાં મોહનીય[1] કર્મની પ્રકૃતિ મોટામાં મોટી–સિત્તેર કોટાકોટી સાગરોપમની છે; જ્યારે આપણા શરીરની સ્થિતિ પચીશ, પચાસ કે પોણોસો વર્ષની છે. આ પ્રમાણે એક બાજુ શરીરની સ્થિતિ ફક્ત પોણોસો વર્ષની, જ્યારે મોહનીય કર્મની સ્થિતિ આટલી બધી! સાંભળતાં જ હૃદયને આઘાત થાય. પરંતુ અંતર્દષ્ટિવાળો મનુષ્ય તો તે જાણી શકે છે કે અનંત-કોટાકોટી સાગરોપમવાળા મારા આત્માની આગળ મોહનીય કર્મની શી ગણત્રી! સિત્તેર કોટાકોટી સાગરોપમનો તો અંત છે, પરંતુ આત્માનો તો અંત નથી અને આદિ પણ નથી. મોહનીય કર્મ ઉપરાંત સર્વે કર્મનો ક્ષય થાય, પરંતુ આત્માનો કોઈ કાળે ક્ષય થઈ શકે નહિ.

હું તમને પૂછું છું કે આત્મબંધુ! તમારું નામ શું? તરત જ તમે ઉત્તર આપશો કે મારું નામ સુરેન્દ્ર. પણ ભાઈ! હું તમારા શરીરનું નામ નથી પૂછતો. સુરેન્દ્ર એ તો તમારા શરીરનું નામ છે, પરંતુ તમારું નામ–તમારા આત્માનું નામ મારે જાણવું છે. આથી તમારા આત્માનું નામ સમજવાને ખાતર **પ્રશામ** રાખીશું. કારણકે સુરેન્દ્ર તો ૨૧ વર્ષનો છે–તેના આ શરીરને ૨૧ વર્ષ થયા છે, પણ સુરેન્દ્રના શરીરરૂપી ઘરમાં રહેલ **પ્રશામ** જન્મમરણની પર છે. અનંતકાળનો તે હતો, છે અને હશે. સુરેન્દ્રના આત્માએ સુરેન્દ્ર જેવાં ઘણાં શરીરો રચ્યાં અને ઘણાં ભાંગ્યાં, તથાપિ આત્મા તો હજુ કાયમ છે. નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવનાં શરીરો આ આત્માએ ક્યાં પરંતુ તે પૂરાં થયાં નહિ. હજુ પણ સુરેન્દ્ર કદાચ આત્મભાન ભૂલે તો શરીરની હદમાં–સીમામાં–Limitમાં આવી પડે, પરંતુ તેનો

૧ ભ્રાંતિ ઉત્પન્ન કરે તેવી કર્મ પ્રકૃતિ.

આત્મા **પ્રશમ** અસીમ છે. શરીરનાં જન્મમરણ હવે તેને સ્પર્શી શકવાનાં નથી.

જેમ સૂર્યનો ઉદય હોવા છતાં બાહ્યમાં આવેલી વસ્તુનું દર્શન ચર્મચક્ષુ ઉઘાડ્યા વગર થતું નથી, તેમ અંતરમાં આવેલી મહાન વસ્તુનું દર્શન વિવેકચક્ષુ—વિચારચક્ષુ ઉઘાડ્યા વિના થતું જ નથી. બાહ્ય વસ્તુ આ જગત છે અને અંતરની મુખ્ય વસ્તુ આત્મા છે. જગત જડ છે–અચેતન છે. આત્મા ચૈતન્યરૂપ છે. બહાર આવેલા જગતને અંતરમાં રહેલો ચૈતન્યદેવ પોતાના વિચારચક્ષુથી જોઈ શકે છે. જેમ દીવાને જોવા માટે બીજા દીવાની જરૂર પડતી નથી પણ એ જ દીવાના પ્રકાશથી દીવો જોવાય છે, એવી જ રીતે આત્માને જોવા માટે બીજા જ્ઞાનપ્રકાશની જરૂર નથી, પરંતુ અંતરમાં રહેલો જ્ઞાનપ્રકાશ જેમાંથી એ પ્રકાશ વહી રહ્યો છે તે આત્માને પણ જોઈ શકે છે. જેમ દીવાનો પ્રકાશ એ દીવાનો ગુણ છે, તેમ આત્મામાંથી નીકળતું જ્ઞાન એ આત્માનો ગુણ છે.

આ પ્રમાણે આત્મા અવિનાશી છે, મહાનમાં મહાન છે, અમાપ છે. બળવાનમાં બળવાન છે, સર્વ જ્ઞાનમાં શિરોમણિ છે અનવધિ સુખ સંપૂર્ણ છે; આ વાતનો અનુભવ શ્રી વીર પ્રભુના સામાયિકને આદર્શમાં રાખી જે સાધક જિજ્ઞાસુ તેનું અનુકરણ કરે છે તેને જરૂર થાય છે.

ત્યારે હવે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે **શ્રી** મહાવીરનું—**શ્રી વીર** પ્રભુનું એ સામાયિક કયું?

આત્માનો સંપૂર્ણ વિકાસ કરવા માટે જૈનધર્મ બે સાધનોને મુખ્ય ગણે છે, જ્ઞાન અને ક્રિયા. **ज्ञानक्रियाभ्यां मोक्षः।** જ્ઞાન અને ક્રિયાદ્વારા આત્માનો વિકાસ થઈ શકે છે, પણ તેના વિકાસ માટે એકલું જ્ઞાન બસ નથી કે નથી એકલી ક્રિયા. જ્ઞાન વિનાની ક્રિયા કે ક્રિયા વિનાનું જ્ઞાન મનુષ્યને આત્મવિકાસની ટોચે પહોંચાડી શકે નહિ; જ્યારે તે ઉભયનો સંયોગ થાય ત્યારે જ પૂર્ણ વિકાસ થઈ શકે.

જેમ સામાયિક એ આત્મા છે તેમ જ તે અનુષ્ઠાન છે–વિધિ છે—ક્રિયા છે. આવા અનુષ્ઠાન–વિધાન–વિધિ સર્વ ધર્મોમાં જોવામાં આવે છે. અનુષ્ઠાનો એ સાધનો છે–means છે. તેને યથાવિધિ અનુસરવાથી મનુષ્યનું સાધ્ય તેની ભણી દોડી આવે છે.

એ અનુષ્ઠાનો–ધાર્મિક વિધાનો–મનુષ્યની પાસે કેવી રીતે પરંપરાથી ઉતરી આવ્યા છે તે આપણે જોઈએ; એ વિધાનો કોણે કોણે પ્રરુપ્યાં છે તેની આપણે ધર્મ-જગતમાં ઝાંખી કરીએ. **ક્રાઈસ્ટ** નામના મહાત્માએ પ્રભુની પ્રાર્થના કરી પ્રભુને મેળવ્યા. પછી મનુષ્યને કહ્યુ કે તમે જો મારી પેઠે પ્રભુને આત્મનિવેદન–Self dedication–સંપૂર્ણ રીતે કરી પ્રભુ–પ્રાર્થના કરશો તો તમારા પાપરૂપ વિઘ્નોનો નાશ થશે અને તમારા આત્માનો વિકાસ થશે. **મહમદ** સાહેબે નિમાજ ભણી ભણી ખુદાને મેળવ્યા, પછી ઇન્સાનોને ફરમાવ્યું કે તમે ખરા દિલથી નિમાજ રોજ રોજ ભણશો તો ખુદાને પામશો. આમ મહાત્મા ક્રાઈસ્ટ જે સાધન વડે, **મહમદ** સાહેબ જે સાધન વડે પ્રભુને પામ્યા તે સાધન તેમણે મનુષ્યને ઉપદેશ્યું; તેવી જ રીતે શ્રી **મહાવીર** સ્વામી જે સાધન વડે આત્માના પૂર્ણ વિકાસને પહોંચ્યા એટલે કે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્ય અને અનંત ઉપયોગ એવા અનંતાનન્ત ગુણોની પૂર્ણતાએ પહોંચ્યા તે સાધન–તે વિધાન–તે ક્રિયા–તે ચારિત્ર **સામાયિક** હતું. તે સાધન તેમણે આખા જગતને–જૈનોને ઉપદેશ્યું. આમ મુસલમાનોને **નિમાજ**, **હિંદુઓને** **નિત્યકર્મ**, **બ્રાહ્મણોને** **સંધ્યા**, ખ્રિસ્તીઓને **પ્રાર્થના**, **પારસીઓને** **ખોરદેહ અવસ્તા** અને જૈનોને **સામાયિક**રૂપ આવશ્યક—અવશ્ય કરવાની ક્રિયા પ્રાપ્ત થઇ છે.

જે સ્થિતિએ પ્રભુ પહોંચ્યા તે જ સ્થિતિએ પહોંચવાનું સાધન આપણને પ્રાપ્ત થયું. હવે જૈન ધર્મની આ ક્રિયાને દર્શનરૂપે Philosophic–દાર્શનિક દૃષ્ટિએ અને ક્રિયારૂપે Scientific—વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિચારીએ.

જૈનધર્મના કોહિનૂરરૂપ શ્રી હરિભદ્રાચાર્ય યોગબિન્દુમાં અનુષ્ઠાનોના પાંચ પ્રકાર કહે છે:-૧. **પ્રણિધિ**-સાધ્ય-લક્ષ્ય-Goal-End. ૨. **પ્રવૃત્તિ**—સાધન-means to end. ૩. **વિઘ્નજય**-દોષો ઉપર જય—obstacles to be overcome ૪. **સિદ્ધિ**—સાધ્યની પૂર્ણ પ્રાપ્તિ—Realization of the object. અને ૫. **વિનિયોગ**—આત્મનિવેદન-પોતાને પ્રાપ્ત થયેલી વસ્તુનું બીજાઓને પૂર્ણદાન-Self-dedication to the service of humanity.

જે અનુષ્ઠાન કરવું હોય તેમાં મુખ્ય સાધન શું છે-aim શું છે-goal શું છે એ પ્રથમ નક્કી કરવું જોઈએ. આપણે જે મેળવવું છે એ નક્કી થયા વિના આપણી પ્રવૃત્તિ બળવતી થતી નથી. આપણા ઉદ્દેશમાં-આપણા સાધ્યમાં જેટલી આપણી પ્રીતિ-જેટલી આપણી ભક્તિ, તેટલી બળવતી આપણી પ્રવૃત્તિ સાધ્યને માટે આપણે કરી શકીએ.

આપણી સામાયિક નામની ક્રિયાનો આદર્શ-ideal શ્રી મહાવીર સ્વામી છે. શ્રી મહાવીર સ્વામીએ સામાયિક વડે અનંત જ્ઞાનાદિ ગુણોનો પૂર્ણ વિકાસ કર્યો. એમણે ઉપદેશેલી સામાયિકની ક્રિયા આપણી શક્તિ ગોપવ્યા વિના આપણે કરીએ તો આપણે પણ આપણી શક્તિના પ્રમાણમાં આત્મવિકાસ કરી શકીએ; એટલા માટે શ્રી **વીર**ની સામાયિક સમજવી, જાણવી અને આચરણમાં યથાશક્તિ મૂકવી જોઈએ. યથાશક્તિનો એટલે આપણી શક્તિનો હાલ જેટલો વિકાસ થયો હોય તેટલી પૂર્ણ શક્તિથી બળ કે વીર્ય ગોપવ્યા વિના.

કોઈ કહેશે કે **શ્રી વીર**નો આદર્શ-તેમની સામાયિકનો આદર્શ આપણાથી કેમ લેવાય ? ક્યાં મેરુ જેવા શ્રી મહાવીર અને ક્યાં કાંકરા જેવા પણ પૂર્ણ નહિ એવા આપણે ?

તેનો જવાબ એ કે, કોઈ વિદ્યાર્થીનો આદર્શ M. A.માં માનસહિત પસાર થયેલા વિદ્વાન થવાનો હોય, એ આદર્શ હૃદયમાં સ્થિત કરી ઘણા વિદ્યાભિલાષી M. A. થયા છે અને થશે પણ ખરા.

M. A. નો આદર્શ રાખનાર જિજ્ઞાસુ વિદ્યાર્થી કદાચ M. A.ની ઉચ્ચતમ ભૂમિકાએ ન પહોંચે, તથાપિ તેણે જે સ્થિતિમાં આદર્શને હૃદયમાં સ્થાપ્યો અને પછી એ આદર્શને હમેશાં પોતાની સમક્ષ રાખી પ્રયત્ન સેવ્યો, તેનાથી તે જે સ્થિતિમાં હતો તે સ્થિતિ કરતાં તો ઘણી ઊંચી સ્થિતિએ પહોંચ્યો; અર્થાત્ M. A.નો ઉચ્ચ આદર્શ રાખતાં કદાચ M. A. ન થયો તો પણ B. A. તો થઈ શક્યો. આનું કારણ એ છે કે પોતાના આદર્શ તરફ તેને માત્ર પ્રીતિ નથી પણ ભક્તિ છે—devotion છે અને ભક્તિની માત્રા—degree પ્રીતિથી ચડિયાતી છે.

પોતે જ સેવેલ—પોતે જ ક્રિયામાં મૂકી સિદ્ધ કરેલ સામાયિકનો આદર્શ આપણે માટે યોગ્ય છે એમ જાણીને જ શ્રી મહાવીરે તે ક્રિયાનો આપણને ઉપદેશ કર્યો છે.

જે માણસનો આદર્શ પૈસા છે તે માણસ પોતાનો દેશ, પોતાના ઘરબાર, પોતાનાં સગાંવહાલાં, પોતાના મિત્રો અને પોતાના કુટુંબને પણ મૂકી યુરોપ, આફ્રિકા નથી જતા? જાય છે; કારણકે તેનો આદર્શ પૈસા છે. આપણે જાણીએ છીએ કે એવો આદર્શ રાખી કેટલાએક મનુષ્યો તેમના ધારેલા આદર્શે પહોંચ્યા છે, એટલું જ નહિ પરંતુ કેટલાએક તો તેથી પણ આગળ વધેલા જોવામાં આવે છે.

પોતાના આદર્શથી પણ વિશેષ ઉચ્ચતર ભૂમિકાએ પહોંચેલા આદર્શવાદીઓનાં પણ થોડાંક દૃષ્ટાંતો આપણી સમક્ષ મોજૂદ છે. હા, એ વાત પણ ખરી કે કેટલાએક ધારેલ આદર્શને ન પણ પહોંચે, તથાપિ તેમના પુરુષાર્થથી જેટલી ઊંચી ભૂમિકાએ તેઓ પહોંચે તેટલો લાભ તો તેઓ પ્રાપ્ત કરે જ.

પ્રભુ શ્રી મહાવીરે જ્યારે સામાયિકનો વિનિયોગ—દાન કરવા માંડ્યો ત્યારે બે પ્રકારના અધિકારીઓ તેમના જોવામાં આવ્યા. પોતાની ઉચ્ચતમ સ્થિતિએ પહોંચાડવા જ્યારે તેમણે પોતાના સામાયિકનો ઉપદેશ કર્યો ત્યારે કેટલાએક મહાપુરુષોએ અને દેવીઓએ

(સ્ત્રીઓએ) તેનો સ્વીકાર કર્યો. જેમણે તેનો સ્વીકાર કર્યો તેઓએ સાધુ અને સાધ્વીપણાની દીક્ષા ગ્રહણ કરી તેને આચારમાં મૂકવા પ્રયત્ન કરવા માંડ્યો.

વળી કેટલાએક પુરુષો અને સ્ત્રીઓએ ઇચ્છાયોગથી સામાયિકને સંપૂર્ણ અંગીકાર કર્યું, પરંતુ ગૃહસ્થપણાને લઇને સામર્થ્યયોગ વડે ઇત્વર એટલે અમુક કાળ સુધી તેને જ આચરવાનો નિયમ કર્યો. આ પાછળના મુમુક્ષુઓ પ્રભુના શાસનમાં શ્રાવક અને શ્રાવિકા ગણાયાં. આમ સામાયિકની ક્રિયા કરનાર એટલે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર પ્રકારના મનુષ્યનો સમાજ પ્રભુના તીર્થરૂપ ગણાયો અને મહાવીર તીર્થંકર કહેવાયા; એટલા માટે જે મનુષ્ય શ્રી મહાવીરના ઉપદેશેલા સામાયિકને—સર્વથા કે દેશથી—આચારમાં ન મૂકતો હોય તેને જૈન સમાજમાં ગણવો કે કેમ એ વિચારવા જેવું છે. અલબત, તેમાં જે પ્રીતિ રાખતો હોય તે અનુમોદક–associated ખરો.

ઘણા મનુષ્યો મહાપુરુષની આજ્ઞાને માથે ચડાવે છે, તેમનું કહેવું જ સાચું માને છે; પરંતુ તે આજ્ઞાને મસ્તકે ચડાવ્યા પછી તેને હૃદયમાં ઉતારવા યત્ન કરતા નથી–આચારમાં મૂકી શકતા નથી. તેથી આપણે એ આજ્ઞાનું ફળ હાલમાં બરાબર જોવા પામતા નથી. આપણે આ પ્રમાણે પ્રણિધિ નક્કી કરી–આદર્શ નક્કી કરી સામાયિક નામની પ્રવૃત્તિમાં પ્રવેશ કરવો જોઈએ.

શ્રાવકોના સામાયિક વ્રતનું સ્થાન બાર વ્રતમાં[1] નવમે વ્રતે છે. એ શ્રાવકોના–શ્રાવિકાઓના બાર વ્રતરૂપ વૃક્ષનું મૂળ સમ્યગ્દર્શન છે. આ ઉપરથી આપણા શાસ્ત્રમાં એ બાર વ્રતોને સમ્યક્ત્વ મૂળ બાર વ્રત ગણવામાં આવ્યાં છે; કારણકે જે સમ્યક્ત્વી હોય તે જ બાર વ્રત બરાબર ગ્રહણ કરી શકે છે. મોક્ષનો—આત્મસ્વાતંત્ર્યનો—આત્મસ્વરાજનો—perfect freedom–perfect liberation–Self-government

૧. બાર વ્રતોઃ—પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન, પરિગ્રહ, દિગ્વિરતિ, ભોગોપભોગ, અનર્થદંડ, સામાયિક, દેશાવગાસિક, પૌષધોપવાસ, અને અતિથિસંવિભાગ.

નો ઉપાય જૈનશાસ્ત્રમાં એવી રીતે બતાવવામાં આવ્યો છે કે સમ્યગ્દર્શનપૂર્વક સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્દર્શનજ્ઞાનપૂર્વક સમ્યક્ચારિત્ર છે. તેથી જ કહ્યું છે:

**सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः ॥**[1]

'જડ ચૈતન્યનો—સત્યાસત્યના તત્ત્વજ્ઞાનનો નિશ્ચય કરવો તે સમ્યગ્જ્ઞાન છે. તેના ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખવી તે સમ્યગ્દર્શન છે. આ બન્ને વસ્તુતત્ત્વને વસ્તુતત્ત્વરૂપે જાણવા અને સદ્દહવા તે દૃઢ નિશ્ચય કરવારૂપ છે. ત્યારપછી જ્ઞાનથી જેવું જાણ્યું અને દર્શનથી જેવો નિશ્ચય કર્યો તે પ્રમાણે વર્તનમાં મૂકી તેનો અનુભવ કરવો તે સમ્યક્ચારિત્ર છે. આ ચારિત્ર સમ્યગ્દર્શન વિના હોઈ શકે નહિ.'

સમકિત તે શું? વ્યવહાર સમકિત તે શું? નિશ્ચય સમકિત તે શું? તે જરા વિચારીએ. સમ્યક્ત્વ પ્રાપ્ત થયા વિના હાલ જે સ્થિતિમાં આપણે છીએ તેને મિથ્યાત્વ[2] કહે છે. જગતના તમામ મહાત્માઓ આ મિથ્યાત્વને દૂર કરવા અને સમ્યક્ત્વને પ્રાપ્ત કરવા ભારપૂર્વક ઉપદેશ આપે છે. આ સંસારનું—આ બંધનનું—આ દુઃખના સાગરનું—આ અજ્ઞાન અંધકારનું—આ સહરાના રણ જેવી ખરતર અટવીનું કારણ કોઈ હોય તો તે મિથ્યાત્વ છે અને તે

મિથ્યાત્વને—
- મહાત્મા બુદ્ધ **માર** કહે છે.
- મહમદ પયગમ્બર **સેતાન** કહે છે.
- મહાત્મા મોઝિઝ DEVIL કહે છે.
- શ્રીમદ્ શંકરાચાર્ય **માયા** કહે છે.
- ઋષિમુનિઓ **મોહ** કહે છે.
- મહાત્મા કપિલ **પ્રકૃતિ** કહે છે.
- મહાત્મા ક્રાઈસ્ટ SIN કહે છે.
- શ્રી મહાવીર **મિથ્યાત્વ** કહે છે.

---

૧. જુઓ तत्त्वार्थसूत्र—अध्याय १, सूत्र १.

૨. મિથ્યાપણું.

એ માર–સેતાન–devil–માયા–મોહ–પ્રકૃતિ–sin–પાપ–મિથ્યાત્વ આ દેહને-આ દેહાધીનને-આ કર્મને કે કર્મના પરિણામને હું માનવો તે છે. દેહાધ્યાસ ટળતા–કર્માધ્યાસ છૂટતાં જે સ્વરૂપ આપણું પ્રગટે છે તે સમ્યક્ત્વ છે. જૈન શાસ્ત્રમાં એ મિથ્યાત્વને બહિરાત્મભાવ પણ ગણવામાં આવ્યો છે. **શ્રીમદ્** આનંદઘનજી મહારાજ કહે છે કેઃ—

**"આત્મબુદ્ધે હો કાયાદિક ગ્રહ્યો, બહિરાતમ અઘરૂપ."**

'આ સંસારમાં મોટામાં મોટું કોઈ જો પાપ હોય તો તે બહિરાત્મને–કાયાદિકને હું માનવો તે છે.'

જૈનશાસ્ત્રમાં પણ આ વાત સ્થળે સ્થળે મનુષ્યને આત્મજાગૃતિ કરવા માટે કહેવામાં આવી છે. શરીરને હું માનીને, મનુષ્યની ઉત્તમોત્તમ યોનિમાં આવ્યો–ચડયો છતાં મનુષ્ય પોતાનો કાળ પોતાનો અવતાર–જે દેવને પણ દુર્લભ છે એવો ઉત્તમોત્તમ માનવઅવતાર દેહની સેવામાં–ઇંદ્રિયોની ગુલામીમાં ગુમાવી નાખે છે.

મનુષ્ય દેહને હું માને છે, તેથી તેની સઘળી પ્રવૃત્તિઓ વિશેષે કરીને તેને માટે થાય છે, પરંતુ એકે પ્રવૃત્તિ તેના શરીરમાં રહેનાર આત્મા–સુરેન્દ્રમાં રહેનાર **પ્રશમ**[1] અને લાલનમાં રહેનાર **સંવેગ** માટે થતી નથી.

---

૧ પ્રવાસ કરતાં કરતાં થાકી જવાથી જ્યારે માણસ વિશ્રામ લેવાની ભાવના કરે છે ત્યારે તેને કાંઈક શાંતિનો અનુભવ થાય છે; તેજ પ્રકારે સંસારમાં અનંતકાળથી પ્રવાસ કરતાં કરતાં જ્યારે વિશ્રામ લેવાની ભાવના જાગે છે ત્યારે વિશ્રામ લેતાં જે કાંઇક શાંતિ થાય છે તે **પ્રશમ** છે. એ **પ્રશમ** તરફ વૃત્તિનું ત્વરાથી વળવું એ **સંવેગ** છે. જ્યાં વિશ્રાંતિ નથી ત્યાંથી પાછા હડવું તે **નિર્વેદ**. અશાંતિમાં રહેલ પોતે અને બીજા બંધુઓને જોઈ જે લાગણી થાય છે તે **અનુકંપા**. અનુકંપામાંથી નિર્મળ થયેલું અંતર શાંતિનો જે અત્યંત અનુભવ કરે છે તે સ્થળ તે આત્મશ્રદ્ધા અને આત્મદર્શન. આનું જ નામ સમ્યગ્દર્શન;

દેહને હું માનવાથી મનુષ્યમાં રહેલા કેટલાંએક અગમ્ય અને કેટલાંએક ગમ્ય સામર્થ્યોની પણ તેને ખબર પડતી નથી, પરંતુ જ્યારે દેહમાં રહેનાર કોણ છે તેની શોધમાં તે વળે છે ત્યારે તેમાં રહેલા અખૂટ ખજાનાની તેને માહિતી મળે છે. સામાયિક એ અખૂટ ખજાનો ખોલવાની એક ચાવી છે.

એ દેહરૂપ ઘરમાં રહેનાર—સુરેન્દ્રરૂપ ઘરમાં રહેનાર, લાલનરૂપ ઘરમાં રહેનાર—આત્મા જેને આપણે સમજવા ખાતર **પ્રશમ** અને **સંવેગ** કહીએ છીએ તેના ઉપર ક્રમશઃ વિચારીએ, અને તેથી આપણે કેવાં સુખના અંબાર ઉપર ચડી શકીએ છીએ તે જોઈએ. શ્રીમદ્ આનંદઘનજી કહે છે કે, મનુષ્ય(ભવ) ઉત્તમમાં ઉત્તમ હોય છતાં પણ શરીર વગેરે જડ વસ્તુને જો 'હું' કરીને માને તો તેનો જન્મ પાપરૂપ છે, પરંતુ જો શરીર પ્રમુખમાં સાક્ષીભાવે રહી આત્માને હૃદયસ્થ કરી વર્તે—ધાર્મિક અનુષ્ઠાન કરે તો તેનામાં રહેલો આત્મા પોતાનાં પરમાત્મપણાને પ્રકટ કરી શકે. તેઓ કહે છેઃ—

'કાયાદિકનો હો સાખીધર, રહ્યો અંતરાતમરૂપ.'

શ્રીમદ્ આનંદઘનજીના આ સૂત્રરૂપ વાકય ઉપર મનન કરીએ તો આપણું સ્વરૂપ આપણને કંઈક પ્રત્યક્ષ થશે. તેઓ કહે છે કે તું શરીરાદિ રૂપ નથી, કાયા નથી—મન નથી, તું અહંકાર નથી, કાયાદિકના સગાંવહાલાં તું નથી, પુદ્ગલાદિક મિલકત તું નથી; પરંતુ એ સર્વનો તું સાક્ષી છે, witness-દ્રષ્ટા છે. હવે વિચાર કરીએ. અદાલતમાં કોઈ મનુષ્યને કોઈ ગુનાસર હાજર કરવામાં આવે. તેનો સાક્ષી, જે જાણે છે કે તે મનુષ્યે શું ગુનો કર્યો છે તેને પણ સાથે લાવવામાં આવે. ધારો કે ગુનો સાબિત થાય છતાં સાક્ષીને કાંઈ શિક્ષા થતી નથી. તેવી રીતે સામાયિક એ એક અદાલત છે.

---

**જેને બીજા શબ્દોમાં નિઃસર્ગ સમ્યક્ત્વ કહી શકીએ; જેને જૈમિનિ 'શિવમાર્ગ' કહે છે, બૌદ્ધો 'વિષભાગક્ષય' કહે છે, કપિલ 'પ્રશાંતવાહિતા' કહે છે, કોઈ એને 'ધ્રુવનામ' કહે છે; જૈનો તેને 'અસંગ' પણ કહે છે.**

શ્રી **વીર** પ્રભુ તેના ન્યાયાધીશ છે. સુરેન્દ્ર એ પાંજરાંમાં ઊભો છે. અને સુરેન્દ્રમાં નિવાસ કરતો તેનો આત્મા જેને આપણે **પ્રશમ**ના નામથી ઓળખીએ છીએ તે સાક્ષી છે. પ્રામાણિક સાક્ષી જેવું હોય તેવું ન્યાયાધીશ પાસે રજૂ કરે છે, તેવી જ રીતે શ્રી **વીર** પ્રભુ પાસે આ સાક્ષી બધું પ્રગટ કરે છે.[1] જો સુરેન્દ્રે પુણ્ય કર્યું હોય–સારું કામ કર્યું હોય તો તે સાક્ષી કર્મ પરિણામ પાસેથી ઇનામ અપાવે છે–justice of the peace બનાવે છે; પણ જો તેણે ખરાબ કામ કર્યું હોય–પાપ કર્યું હોય તો તે કર્મ પરિણામ પાસે શિક્ષા કરાવે છે. આમ શિક્ષા ભોગવનાર કે પારિતોષિક પ્રાપ્ત કરનાર સુરેન્દ્ર છે, પણ તેનામાં રહેલ **પ્રશમ**રૂપ આત્મા તો તેનો સાક્ષી છે. આટલે સુધી વિચાર કરતાં એટલે **પ્રશમ**માં સ્થિત થતાં—શ્રીમદ્ **આનંદઘનજી**ના શબ્દમાં અંતરાત્મ થતાં–સમ્યક્ત્વી થતાં સંસારમાં આવતાં સુખદુઃખથી આપણે પર થઈએ છીએ. આપણને એમ લાગે છે કે સુખદુઃખો આગંતુક (કર્મસંયોગે આવી મળેલા અને વિનાશ પામનારા) –accidents છે. આપણે તો સુખદુઃખથી પર છીએ.

આટલું થયા પછી **પ્રશમ**રૂપ આત્મા સુરેન્દ્ર ઉપરથી દૃષ્ટિ ખેંચી લઈ પરમાત્મા તરફ પોતાના અંતર્ચક્ષુથી દર્શન કરવા ભાગ્યશાળી થાય છે. આત્મા અને પરમાત્માનો સંબંધ તે પારખે છે અને જેમ તે દેહાદિથી અલગ છે, તેમ પરમાત્મા તરફ નિહાળતા જાણી લે છે કે તેનો આત્મા કર્માદિકથી પણ અલગ થઈ શકે છે. તેથી તે કર્માદિકથી અલગ થવાને પોતાના આત્મવીર્યને અવલંબી સામાયિકાદિ પ્રવૃત્તિઓ કરતો રહે છે, અને ધીમે ધીમે પરમાત્મામાં પ્રગટ થઈ, વચ્ચે માર્ગમાં આવતાં વિઘ્નોને દૂર કરી પોતાનામાં ગુપ્ત રહેલા સામર્થ્યોને પ્રાપ્ત કરે છે. શ્રીમદ્ **આનંદઘનજી** કહે છે કેઃ–

---

1 **करेमि भंते सामाइयम्।**

'જ્ઞાનાનંદે હો પૂરણ પાવનો, વરજિત સકળ ઉપાધિ સુજ્ઞાની,
અતિન્દ્રિય, ગુણગણમણિ આગરૂરે ઇમિ પરમાતમ સાધ સુજ્ઞાની '.[૧]

આટલા માટે જ આત્મા અને પરમાત્માની વચ્ચે રહેલા વિઘ્નોને દૂર કરવા પ્રવૃત્તિ પછી **વિઘ્નજય** નામનું ત્રીજું અનુષ્ઠાન આવે છે.

સામયિકરૂપી પ્રવૃત્તિને ક્રિયામાં મૂકતાં ક્યાં ક્યાં વિઘ્નો આવે છે એ પણ સામાયિકના વિધાનમાં ગણાવેલાં છે. સામાયિક સૂત્રમાં જણાવેલું છે કે દશ વિઘ્નો મનનાં, દશ વિઘ્નો વચનનાં અને બાર વિઘ્નો કાયાનાં છે.[૨] આ વિઘ્નો કે દોષોનો વિજય, શરીરને હું માનનારને થવો ઘણો જ મુશ્કેલ છે, પરંતુ અંતરાત્માને કે શરીરમાં રહેલ સાક્ષીરૂપ આત્માને હું માનનારને શરીર અને વચનના દોષો તો શું, પરંતુ મનના દશ દોષો ઉપર પણ ઉપયોગ સહિત હોવાથી વિજય મેળવવો સહેલો થઈ પડે છે.

જેમ જેમ સાધક એ દોષો ઉપર વિજય મેળવતો જાય છે, તેમ તેમ સામાયિકના ફળરૂપ ગુણો—આત્મિક ગુણો પ્રગટતા જાય છે. એ તો આપણે જાણીએ છીએ કે બળ કરતાં કળ વાપરવાથી વિઘ્નો

---

૧. પરમાત્મા ઇંદ્રિયોથી જણાતા વિષયની પર છે, પરંતુ ઇંદ્રિયોથી પર એવો આત્મા પરમાત્માને જાણે છે અને ઇંદ્રિયો તેમ જ તેના વિષયોને પણ જાણે છે.

૨. બત્રીસ વિઘ્નો:—દસ મનના (શત્રુને જોઈ તેના પર દ્વેષ કરે, અવિવેક ચિંતવે, અર્થનો વિચાર ન કરે, મનમાં ઉદ્વેગ ધારણ કરે, યશની ઇચ્છા કરે, વિનય ન કરે, ભય ચિંતવે, વ્યાપાર ચિંતવે, ફળનો સંદેહ કરે અને ફળની ઇચ્છા રાખી ધર્મક્રિયા કરે.); દસ વચનનાં (ખરાબ વચન બોલે, હુંકારા કરે, પાપકર્મનો આદેશ આપે, લવારો કરે, કલહ કરે, ક્ષેમકુશળ પૂછી આગતા-સ્વાગતા કરે, ગાળ દે, બાળકને રમાડે, વિકથા કરે અને હાંસી કરે.) અને બાર કાયાનાં (આસન અસ્થિર કરે, ચોતરફ જોયા કરે, સાવદ્ય કર્મ કરે, આળસ મરડે, અવિનયે બેસે, ભીંત વગેરેને ઓઠીંગણ દઈ બેસે, શરીર પરનો મેલ ઉતારે, ખરજ ખણે, પગ ઉપર પગ ચઢાવે, અંગ ઉઘાડાં કરે, જંતુઓના ઉપદ્રવથી ડરીને ચોતરફ શરીરને ઢાંકે, અને નિદ્રા લે.)

ઉપર જલદી વિજય મેળવાય છે. તેમ સામાયિકની ક્રિયા કરતાં એ ક્રિયાનો જેમ જેમ આપણે અર્થ અને પછી ભાવ પ્રાપ્ત કરતાં જઈએ તેમ તેમ વિઘ્નો સહજ દૂર થતાં જાય છે. એ વિઘ્નો દૂર થતાં જ **સિદ્ધિ** પ્રાપ્ત થાય છે. સાધકને આ સિદ્ધિ પ્રગટ થઈ કે તુરત જ પોતાનામાં જે સામર્થ્યો પ્રગટ થયાં, તે જગતના જીવોને પ્રાપ્ત થાય એવી ભાવદયા પ્રગટ થાય છે. '**सवी जीव करुं शासनरसी**' એવી ભાવના સાધકમાં જાગે છે. તેથી Self-dedication—જનતાના કલ્યાણને માટે આત્મસમર્પણ કરે છે. આ આત્મસમર્પણનું નામ તે **વિનિયોગ** છે.

**શ્રી** મહાવીર સ્વામીએ સામાયિકના સાધન વડે સિદ્ધિ પ્રાપ્ત કરીને વિનિયોગ કરતાં કહ્યું કે, સર્વ જીવોને '**आत्मसमं करोमि**–મારા સમાન બનાવું.' ઊંચામાં ઊંચી જે સ્થિતિ મનુષ્ય છેવટે પ્રાપ્ત કરી શકે તે મેં કરી છે, તેવી જ સ્થિતિ હું જનતામાં પ્રગટાવું.

આ પ્રમાણે પ્રણિધિ એટલે હેતુ કે સાધ્ય નક્કી કરી, પ્રવૃત્તિ એટલે સાધનો એટલે કે સામાયિકમાં આવતાં સૂત્રોમાં રહેલ રહસ્ય જાણી, તેને ક્રિયામાં મૂકી, આવતાં વિઘ્નોનો જય કરી, સિદ્ધિ પ્રાપ્ત કરી તેનો જનતાના કલ્યાણને માટે વિનિયોગ કરવો, એ ધાર્મિક–અનુષ્ઠાનની પદ્ધતિ છે–વૈજ્ઞાનિક પદ્ધતિ છે–Scientific method છે.

પંચાવયવી અનુષ્ઠાનમાં વિઘ્નજય મુખ્ય છે, પરંતુ પ્રવૃત્તિમાં જેટલું બળ વાપરવું જોઈએ તેટલું બળ વિઘ્ન દૂર કરવામાં વાપરવું યોગ્ય નથી, કારણકે શુભ કે મંગળ પ્રવૃત્તિઓમાં ઘણું કરીને વિઘ્નો એવી પ્રવૃત્તિના પ્રભાવથી દૂર થાય છે. એવું છતાં વિઘ્નજય એટલે બત્રીશ દોષો[1] સામાયિક કરતાં અનિચ્છાએ પણ થઈ જાય છે. તેમાંય કાયાના બાર દોષો અને વચનના દસ દોષો સાધક દૂર કરી શકે છે, પણ મનના દસ દોષોને તેઓ દૂર કરી શકતા નથી; કારણકે તે દુઃશકય છે, અશકય નથી.–Improbable, not

૧ જુઓ નોંધ પાનું ૨૪.

impossible. પરંતુ મનના એ દોષો આવી જવાનાં કારણો જો દૂર રાખવામાં આવે, તો એ દોષોનો જય શક્ય છે—probable છે. ત્યારે હવે એ પ્રશ્ન થશે કે મનના દોષોને આવી જવાનાં કારણો ક્યા અને તેને શી રીતે દૂર રાખી શકાય?

જે ક્રિયા કે જે અનુષ્ઠાન કરવામાં આવે તેમાં પણ જે ધાર્મિક વિધાન સેવવામાં આવે તેનું ફળ આત્મવિકાસ વિના બીજું ન હોય. આત્મવિકાસ એ યોગ્ય અર્થ-કામનો વિરોધી નથી, પરંતુ આત્મવિકાસ થતાં એવાં પુણ્યો બંધાય છે કે જેનું ફળ પણ પુણ્ય કરવામાં વિશેષ ઉપયોગમાં આવે છે. તેને શાસ્ત્રમાં પુણ્યાનુબંધી પુણ્ય ગણવામાં આવ્યું છે. હવે એ દોષો આવી જવાનાં કારણ તપાસીએ.

મનના દોષો આવી જવાનાં કારણો ચાર પ્રકારે છેઃ—૧. અવિધિ દોષ, ૨. અતિ પ્રવૃત્તિ (શકિત ઉપરાંત ગજા વગરની)—ન્યૂન પ્રવૃત્તિ દોષ, ૩. દગ્ધદોષ અને ૪. શૂન્યદોષ.

જે વિધિ શાસ્ત્રમાં કહી છે તે વિધિ સમજી, તે પ્રકારે ક્રિયા કરવામાં આવે તો માનસિક દોષો આવવાનો સંભવ નથી; અર્થાત્ ધાર્મિક અનુષ્ઠાન વિધિપૂર્વક કરવાં જોઈએ.

બીજો દોષ અયથાર્થ પ્રવૃત્તિનો છે. આદેશ મુજબથી અધિક કે ન્યૂન કોઈ પણ પ્રવૃત્તિ ન થવી જોઈએ. રોટલી ચાર મિનિટમાં પાકતી હોય, તેને ૭ મિનિટ સુધી રાખવામાં આવે તો તે બળી જાય અને જો બે મિનિટ રાખવામાં આવે તો તે કાચી રહી જાય; તેવી જ રીતે ધાર્મિક ક્રિયા કરતી વખતે અતિ પ્રવૃત્તિ કે ન્યૂન પ્રવૃત્તિનો દોષ ટાળીને શાસ્ત્રે દાખવેલી યથાર્થ પ્રવૃત્તિ કરવી જોઈએ.

ત્રીજો દોષ તે દગ્ધદોષ. દગ્ધ એટલ બળેલું; એટલે કે સામાયિક કરતાં ઇહલોક કે પરલોકના સાંસારિક વિષયોની વાંછના કરવી. જો એવી વાંછના કરી તો માનસિક દોષ તો લાગે જ છે, એટલું જ નહિ પરંતુ ધાર્મિક ક્રિયાનું ફળ જે પૂર્ણ આત્મવિકાસ કે મોક્ષ છે, તે ફળ પ્રાપ્ત થતું નથી.

ચોથો દોષ તે શૂન્યદોષ. આ દોષ ધાર્મિક અનુષ્ઠાન કરનારા આપણા ભાઈઓ અને બહેનોમાં થોડે અંશે દેખાતો નથી, પરંતુ એ દોષનું ઘણે ભાગે સામ્રાજ્ય હોવાથી ધારેલું ફળ સાધકને સત્વર મળતું જોવામાં આવતું નથી. શૂન્યદોષ એટલે ઉપયોગ વિના ધાર્મિક ક્રિયા કરવી તે. જિનમંદિરમાં જે જે સ્તવનો ગવાય છે, સામાયિક પ્રતિક્રમણમાં જે જે સૂત્રો બોલાય છે અને કાયોત્સર્ગમાં જે મંત્રોનું ધ્યાન કરવામાં આવે છે, એ બધી ક્રિયાઓમાં ઘણે ભાગે અર્થ નહિ સમજવાની બેદરકારી ઘણી જોવામાં આવે છે. કેટલીક વખત અર્થ સમજાતા હોય છતાં તેનો ઉપયોગ નથી હોતો. દાખલા તરીકે મંદિરમાં ભગવાન પાસે સ્તવન કરતાં પ્રભુની સામે લાંબા હાથ કરીને એમ ઘણા ગાય છે કે, ‘ પંચમી તપ તમે કરો રે પ્રાણી. ’ આ પ્રમાણે ગાનાર ભોળે ભાવે ઉપયોગ નહિ હોવાથી મોટી ભૂલ કરે છે.

માટે અવિધિ દોષ, અતિ પ્રવૃત્તિદોષ, દગ્ધદોષ કે શૂન્યદોષ ટાળી વિધિપુરઃસર યથાર્થ પ્રવૃત્તિ કરવી જોઈએ. [1]વળી અન્ય રીતિએ ધાર્મિક અનુષ્ઠાનો શાસ્ત્રમાં પાંચ પ્રકારે જણાવેલાં છેઃ—૧. વિષાનુષ્ઠાન ૨. ગરલાનુષ્ઠાન. ૩. અન્યોન્યાનુષ્ઠાન. ૪. તદ્દહેતુ—અનુષ્ઠાન. ૫. અમૃતાનુષ્ઠાન.

આ પાંચે અનુષ્ઠાન જ્ઞેય છે. પરંતુ તેમાંથી વિષાનુષ્ઠાન અને ગરલાનુષ્ઠાન હેય છે, અન્યોનાનુષ્ઠાન કંઈક હેય અને કંઈક ઉપાદેય છે, જ્યારે બાકીના તદ્દહેતુ—અનુષ્ઠાન અને અમૃતાનુષ્ઠાન ઉપાદેય છે. વિષાનુષ્ઠાન એટલે ઇહલોકના સાંસારિક પદાર્થોની વાંછના. ગરલાનુ-ષ્ઠાન એટલે ધર્મક્રિયા કરી પરલોકની—સ્વર્ગાદિની તૃષ્ણા કરવી. આ બન્ને હેય છે. અન્યોન્યાનુષ્ઠાન કંઈક હેય અને કંઈક ઉપાદેય છે. તેનો અર્થ એવો થાય છે કે દેખાદેખીથી ધાર્મિક ક્રિયા કરવી. કેટલાકની એવી માન્યતા હોય છે કે આપણે અમુક ધાર્મિક ક્રિયા નહિ કરીએ

૧. ‘ ચાર દોષક્રિયા છંડાણી ’ એ ચાર દોષ જાતે આવે છે, તો ધાર્મિક ક્રિયાનું ફળ થતું નથી.—જુઓ પૂજા પ્રકરણ.

તો લોકમાં–સમાજમાં ખોટું દેખાશે અને જો કરીશું તો આબરૂ વધશે. આવી ભાવનાથી અનુષ્ઠાન કરનારને જે ફળ મળે છે તે સ્પષ્ટ છે; એટલે કે દેખાદેખીથી અનુષ્ઠાન કરનારની સમાજમાં નિંદા થતી નથી એટલું જ નહિ પણ અનુષ્ઠાન કરનારાઓમાં તેની આબરૂ વધે છે, તથાપિ તેમની ક્રિયાનાં ફળની સમાપ્તિ અહીંયાં જ થઈ જાય છે. **याद्दशी भवति भावना सिद्धिर्भवति ताद्दशी** । જેવી ભાવના તેવું જ ફળ થાય છે. તેથી આ અનુષ્ઠાન કરતાં આત્મવિકાસની ભાવનાથી ધાર્મિક ક્રિયા કરવી એ વધારે ઉત્તમ છે. તદ્‌હેતુ–અનુષ્ઠાન તેને કહેવામાં આવે છે કે જે ધર્મક્રિયાનું ફળ પરોક્ષ રીતિએ–indirectly ધર્મક્રિયા કરનારને આપે છે અર્થાત્ સાધકોને એવા સરળ અને ઉપયોગી સાધનો–સગવડતા મળે છે કે જેથી પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે અને સાધકને અમૃત ક્રિયામાં જોડે છે. અમૃતાનુષ્ઠાન એટલે જેનું ફળ અમૃત અથવા આત્માનો વિકાસ છે તેવી ક્રિયા, અર્થાત્ આત્માનો પૂર્ણ વિકાસ–મોક્ષ–મહાઆનંદ.[૧] આથી આ બન્ને અનુષ્ઠાન ઉપાદેય છે.

આમ તદ્‌હેતુ કે અમૃતાનુષ્ઠાન કરનારને માનસિક દોષો લાગતા નથી એટલું જ નહિ પરંતુ આત્મિક ગુણો સાધકના મનમાં રમી રહેતા જોવામાં આવે છે. મનુષ્ય જેવા ઉત્તમ દેહમાં રહી દેવોને પણ નમાવનાર પુણિયા શ્રાવકે કે **શ્રી મહાવીરે** આ બન્ને અનુષ્ઠાન કરીને આત્મવિકાસ સાધ્યો હતો. આપણે પણ તેમને શું ન અનુસરી શકીએ ?

આપણે પહેલાં વિચારી ગયા કે વિઘ્નજય કરતાં પ્રવૃત્તિમાં વધારે બળ ખરચાવું જોઈએ. જેમકે કોઈ માણસને હવાફેર કરવાની જરૂર છે. દાક્તર પણ પૂના કે મહાબળેશ્વર જવાનું સૂચવે છે. તે પૂના જવા ઊપડે છે. તેનું ધ્યેય એ છે કે પોતાના શરીરનો વિકાસ કરવો. રસ્તામાં વિઘ્નરૂપ પર્વતો આવે છે છતાં પણ તેને તે તોડી ફોડીને

---

૧. જુઓ યોગવિંશિકાની ટીકા

ત્યાં જાય છે અને શરીર-સ્વાસ્થ્ય પ્રાપ્ત કરે છે. તેવી જ રીતે આત્માનો વિકાસ ઇચ્છનાર સાધક ઇચ્છિત સ્થળે પહોંચે ત્યાંસુધીમાં આવતા વિઘ્નો ઉપર [ બત્રીસ દોષો ઉપર ] વિજય મેળવવો જોઇએ, પરંતુ વિશેષ બળ પ્રવૃત્તિમાં ખરચીને. ત્યારે હવે પ્રવૃત્તિમાં-વિધિમાં શું શું આવે છે-કયા કયા સૂત્રો આવે છે અને તે શા માટે? તેના ઉપર ટૂંકમાં વિચારીએ.

સામાયિકની પ્રવૃત્તિમાં શ્રી નવકારમંત્ર મંગલને માટે પ્રથમ ગણવામાં આવે છે. પંચપરમેષ્ઠીને કે કોઇને પણ નમન કરવાનો હેતુ એ હોય છે કે નમનીય આદર્શમાં જેવા ગુણો પ્રગટ છે તેવા ગુણો પોતાનામાં અપ્રગટ હોવાથી તે અપ્રગટ ગુણો ભાવસહિત વિધિ પ્રમાણે નમન કરતાં પોતાનામાં પ્રગટ થાય. અમેરિકાના અધ્યાત્મી મહાત્મા એમર્સન મનુષ્યની નમન પ્રવૃત્તિને સુંદર રીતે ઘટાવતાં [1]ઇતિહાસ નામના નિબંધમાં લખે છે કે શ્રીમાન પુરુષોને મનુષ્યો શા માટે માન આપે છે? શ્રીમાનમાં ત્રણ શક્તિઓ પ્રગટ હોય છે તેથી, અને તે સ્વતંત્રતા-freedom-liberty, શોભા-grace અને સામર્થ્ય-power છે. આપણને એમ જણાય છે કે મનુષ્ય મનુષ્યને નમે છે, પરંતુ આંતરિક દૃષ્ટિએ જોતાં મનુષ્યનો આત્મા પોતામાં રહેલા અપ્રગટ ગુણોને પ્રગટાવવા, પ્રગટ થયેલા ગુણવાન આત્માને નમન કરતો જણાય છે.

પંચ પરમેષ્ઠી એટલે પરમ ઉત્કૃષ્ટ સ્થાને બિરાજમાન આત્માને નમન કરતાં આપણો આત્મા તેઓના જેવા જ ગુણોને પ્રગટ કરી આત્મવિકાસની ટોચે પહોંચવાની ભાવના રાખે છે. વળી નવકાર મંત્રના ઉચ્ચારથી-પઠનથી અને ભાવનાથી સર્વ દુઃખોની નિવૃત્તિ થાય છે-સર્વ પ્રકારનાં સુખોની પ્રાપ્તિ થઈ છેવટે પરમ સુખ કે અવ્યાબાધ સુખ કે અનંતાનંદ પ્રાપ્ત થાય છે.

---

1. We honour the rich, because they have externally the freedom, power and grace, which we feel to be proper to man, proper to us.

**सव्वपावप्पणासणो**–સર્વ દુઃખના કારણરૂપ પાપનો સર્વથા નાશ થવો, અને કારણનો નાશ થયો એટલે કાર્યનો સહજ નાશ થઈ જાય છે. સકળ દુઃખનું કારણ પાપ છે, માટે પાપના નાશથી દુઃખનો સંપૂર્ણ નાશ થાય છે. **पणासणो** શબ્દમાં એકલો નાશ એવો અર્થ નથી, પરંતુ **प्रनाशन**–પ્રકર્ષે નાશ–સર્વથા નાશ જણાવેલો છે. છાણું બાળવામાં આવે ત્યારે તેની રાખ થઈ જાય છે, એટલે છાણાનો નાશ થયો કહેવાય, પરંતુ તેની રાખ પણ જ્યારે ઊડી જાય ત્યારે છાણાનો પ્રણાશ થયો કહેવાય. તેમ વ્યંજન, અર્થ, તદુભય, અર્થાત્ શુદ્ધ ઉચ્ચાર, શુદ્ધ વિચાર ( અર્થ ) અને શુદ્ધ ભાવ એટલે કે ઉચ્ચાર અને વિચારથી ઉત્પન્ન થતું જ્ઞાન એ ત્રણે વિધિએ નવકાર મંત્રને ગણવામાં આવે તો સકલ પાપનો નાશ થાય છે; અર્થાત્ સંપૂર્ણ દુઃખનો સર્વથા નાશ થાય છે, એટલું જ નહિ પરંતુ **मंगलाणं च सव्वेसिं**–સર્વ પ્રકારના મંગલો અર્થાત્ પુણ્યો–સુખો પ્રાપ્ત થઈ **पढमं हवइ मंगलम्**–Supreme-fecility–Highest Happiness–મનુષ્યજન્મનું ઉત્તમોત્તમ સાધ્ય–Sumum Bonum પણ નવકારના યથાર્થ સેવનથી પ્રાપ્ત થાય છે, એ જ સ્વરાજ્ય–એ જ આત્મસ્વરાજ્ય કે મહાનમાં મહાન આનંદ છે. નવકારમાં પંચપરમેષ્ઠી એટલે પાંચ મહાન આત્મા–પાંચ આદર્શ આત્માઓનું સ્મરણ–નમન ચિંતન–ધ્યાન નવકાર ગણનાર આત્માએ કરવાનું છે.

આત્મા અને પરમાત્માનો સંબંધ આપણે એટલા માટે જ જોવો પડશે. શરીરને હું માનનાર પરમાત્માનું સ્મરણ યથાર્થ કરી શકે નહિ, પરંતુ શરીરમાં રહેનાર અમર આત્મા અર્થાત્ **प्रशम** કે **संवेग** જે અંતરાત્મરૂપ છે તે જ પરમાત્માનું યથાર્થ સ્મરણ કરી શકે. જેમ કે એક માણસ પાસે એક પૈસો છે અને બીજાની પાસે એક કરોડ રૂપિયા છે. આ બન્ને પૈસાવાળા છે. કોઈ નિર્ધન નથી. એક પૈસાવાળો પૈસાવાળો ગણાય અને કરોડ રૂપિયાવાળો પણ પૈસાવાળો ગણાય.[1]

---

૧. 'The wealth of all nation is centred in one cent.' —**Emerson.**

તેવી જ રીતે એક સાધક–સમકિતવંત–વિવેકી આત્મા અંતરાત્મા ગણાય અને પરમાત્મા એ મહાન આત્મા ગણાય. માત્ર તફાવત ગુણોના વિસ્તારનો છે. સાધક અજ્ઞાત નથી, પણ અલ્પજ્ઞ છે. સાધ્ય સર્વજ્ઞ છે, જ્ઞાન ઉભયમાં છે. આમ સાધક સાધ્યનો સંબંધ સમજી નવકારમંત્રમાં—ઉચ્ચારમાં, વિચારમાં અને ભાવમાં પ્રવેશ કરવો જોઈએ. ઘણી વાર નવકારના પદનો ઉચ્ચાર મનુષ્યને કરતો જોવામાં આવે છે, અર્થ પણ કેટલાક જાણતા હોય છે, પરંતુ શબ્દ અને અર્થ ઉપર વિચાર કર્યા વિના ભાવરૂપ પ્રકાશ બહાર આવતો નથી. એ ભાવરૂપ પ્રકાશ બહાર આવ્યા વિના મનુષ્યને યથાર્થ જ્ઞાન થતું નથી. શબ્દ એ ચકમક છે. અર્થ એ ફલક છે. જેમ ચકમકનાં ફલક સાથે અથડાવાથી તણખારૂપે પ્રકાશ બહાર આવે છે; તેમ વ્યંજન એટલે શુદ્ધ શબ્દ, અત્થ એટલે શુદ્ધ અર્થ અને તદુભય[1] એટલે વિચાર, એ ભેગા થવાથી ભાવરૂપ પ્રકાશ પ્રગટે છે. સાધક આત્માને ખબર પડતી જાય છે કે જે પરમાત્માનું હું સ્મરણ કરી રહ્યો છું તેના પ્રગટ ગુણો જેવા જ મારામાં જે અપ્રગટ ગુણો છે તે ગુણોને તેનું સતત સ્મરણ–સેવન–આરાધન કરવાથી શનૈઃ શનૈઃ પ્રગટ કરતો જાઉં છું.

વળી પંચપરમેષ્ઠીના છેલ્લાં ત્રણ પદો એટલે **नमो आयरियाणं, नमो उवज्झायाणं** અને **नमो लोए सव्वसाहूणं** એ ત્રણ પદના ભાવપૂર્વક ધ્યાનથી **सव्वपावप्पणासणो**–સર્વ દુઃખનો સર્વથા નાશ થાય છે. **नमो अरिहंताणं**ના ભાવપૂર્વક સ્મરણથી સર્વ પ્રકારનાં મંગલ સુખો–કલ્યાણકારક સુખો પ્રાપ્ત થાય છે. **नमो सिद्धाणं**ના સ્મરણથી પૂર્ણ સુખ–અવ્યાબાધ સુખ–મહાન આનંદ પ્રગટ થાય છે.

આ પ્રમાણે પંચપરમેષ્ઠીને નમસ્કાર કર્યા પછી તેમાં જ રહેલાં ત્રીજા પદની—**नमो आयरियाणं**ની સ્થાપના કરી, પંચિન્દિય નામનું સૂત્ર કહેવામાં આવે છે, કે જેમાં આચાર્યના છત્રીસ ગુણોનું વર્ણન

---

१. वंजण अत्थ तदुभय ।

છે. તે દ્વારા પણ નમન[1] કરનારમાં રહેલા અપ્રગટ છત્રીસ ગુણોને [ જે ભાવ આચાર્યમાં પ્રગટ છે તેને ] પ્રગટ કરવાનો હેતુ છે.

ગુરુ મહારાજની ગેરહાજરીમાં ઉપર પ્રમાણે પંચિન્દિય બોલી, ગુરુની સ્થાપના કરી, તેને વંદન કરતાં **मत्थएण वंदामि** કહેવાય છે. આ ઉપવાક્ય–phrase નો હેતુ એ છે કે આખા શરીરમાં મસ્તક એ ઉત્તમ ગણાય છે. મસ્તક જેણે નમાવ્યું તેણે સર્વસ્વ નમાવ્યું એમ સમજવું. અર્થાત્ નમન કરનારે આત્મસમર્પણ કર્યું અને આત્મસમર્પણ કરી એવું સ્વીકાર્યું કે મારી સર્વ ધાર્મિક ક્રિયા–મારાં સર્વ ધાર્મિક અનુષ્ઠાનો આપની આજ્ઞા પ્રમાણે કરીશ. ગુરુ મહારાજને વંદન કરતાં એમ પણ કહે છે કે–**जावणिज्जाए निसीहिआए**–સવ બાહ્ય વ્યવહારને છોડીને–સર્વ પાપ વ્યાપારનો ત્યાગ કરીને યથા–શક્તિએ વંદન કરું છું. વળી ગુરુ મહારાજને વંદન કરતાં એમ કહે છે કે, '**इच्छामि खमासमणो वंदिउं**–હે ક્ષમાશ્રમણ ! હું આપને વંદન કરવાને ઇચ્છું છું.' આપ ક્ષમાશ્રમણ છો. ક્ષમા એ જ આપનો મુખ્ય વ્યાપાર છે. [હું પણ વંદન કરી મારામાં ક્ષમા–ગુણનો વિકાસ કરવાને ઇચ્છું છું. મારે મારી ક્ષમાનો વિકાસ વિશેષ કરવો નથી, પરંતુ આપ-નામાં જેટલી હદ સુધી ક્ષમા વિકાસ પામી છે તેટલી જ હદની ક્ષમા મારામાં વિકાસ પામે એવા ભાવથી હે ક્ષમાશ્રમણ ! ભગવન્ ! હું વંદન કરું છું.] આત્માને શુભ બળની પ્રાપ્તિ અશક્ય નથી એમ જૈન શાસ્ત્ર કહે છે અને એ શુભ બળ પ્રાપ્ત કરવામાં અન્ય પ્રશસ્ત નિમિત્ત તરીકે આત્મા એ ઉપાદાન છે અને પંચપરમેષ્ઠી એ પુષ્ટ નિમિત્ત છે–ગુરુ એ નિમિત્ત છે. વળી પરિશીલનથી જણાશે પણ ખરું કે આત્મા આપકર્મી છે. પોતાનાં જ આત્મબળથી—Soul forceથી તે ઉચ્ચમાં ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે.

સામાયિક કરતાં કાઉસગ્ગ કરવામાં આવે છે. કાઉસગ્ગ એટલે કાયોત્સર્ગ. **सृज्** એટલે છોડવું–to abandon; ઉત્સર્ગ એટલે સર્વથા

---

૧. વંદન મસ્તકેથી થાય અને નમન તદુપરાંત હૃદયથી થાય.

છોડવું. કાયોત્સર્ગ એટલે કાયાના ભાવને—દેહાધ્યાસને તથા કર્મભાવને છોડી આત્મભાવમાં આવી પરમાત્મભાવમાં સ્થિરતા—એકતા કરવી. કાઉસગ્ગની ક્રિયા કરવા પૂર્વે **इरियावहियं** પાઠ કહેવામાં આવે છે. ઇરિયાવહિયંમાં ચોરાશી લાખ જીવાયોનિની જે દસ પ્રકારે વિરાધના થયેલી હોય છે તેની સર્વ જીવરાશીની સાથે ક્ષમાપના કરાય છે અને વિરાધના કરતાં જે પાપ થયું હોય તે પાપ ધોઈ નાખવાને કાઉસગ્ગ કરાય છે. **तस्स उत्तरी**થી એમ જણાવે છે કે બાકી રહેલા પાપની નિર્ઘાતનાને અર્થે હું કાયોત્સર્ગરૂપ શુભ ધ્યાન કરીશ. **पावाणं कम्माणं निग्घायणाट्ठाए ठामि काउस्सग्गं**—પાપ કર્મોની નિર્ઘાતનાને અર્થે કાયભાવ છોડી, હું આત્મભાવમાં રહી પરમાત્મામાં મારા આત્માને સ્થાપું છું.

કાયોત્સર્ગ[1] કરતાં જે કોઈ શારીરિક અપવાદરૂપ—જે ક્રિયાઓ વગર ઇચ્છાએ પણ તથાવિધ શારીરિક સ્વભાવને લઈને થયાં કરે છે તેને માટે છૂટી રાખવા **अन्नत्थ ऊससिएणं**નો ઉચ્ચાર કરે છે. સોળ અપવાદ સિવાય કાયાને એક સ્થાનમાં, વાણીને મૌનમાં અને મનને ધ્યાનમાં રાખવાની પ્રતિજ્ઞા કરી કાઉસગ્ગ કરી રહ્યા પછી **लोगस्स**ના પાઠનો ઉચ્ચાર કરાય છે. તેને **चउवीसत्थो** પણ કહે છે. તેમાં નામ નિક્ષેપનો સમાવેશ થાય છે.

શ્રી **આચારાંગસૂત્ર**માં આત્મસંશોધન માટે **શ્રી** મહાવીરે શું કર્યું તેનું વર્ણન આપવામાં આવ્યું છે. એમની મહાન શક્તિ પ્રમાણે એમણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે **करेमि सामाइयम्, सव्वं मे अकरणिज्जं पावकम्मं**—હું સર્વ આત્માઓને સમાન ગણીશ. કોઈ પણ પ્રકારનું પાપ કરીશ નહિ. આ જ પ્રકારે શ્રાવક પણ બે ઘડી

---

૧. કાયોત્સર્ગ કરતી વખતે આત્મા કાયાનું ભાન છોડી દઇને અંતરાત્મભાવમાં પ્રવેશ કરે છે, અને અંતરાત્મભાવમાં રહીને જ્યારે પરમાત્માનું સ્મરણ કરે છે ત્યારે અંતરાત્મને પણ ભૂલીને પરમાત્મામાં તલ્લીન થાય છે. એથી આત્મપ્રદેશોમાં વ્યાપેલા અશુભ કર્મોની નિર્ઘાતના થાય છે.

માટે પ્રતિજ્ઞા લે છે કે, **करेमि भंते ! सामाइयम्**—હે ભગવન્ ! હું સર્વ આત્માઓને સમાન ગણીશ. **सावज्जं जोगं पच्चक्खामि**–કોઈ પણ પ્રકારનું પાપ કરવામાં મારા મન, વચન અને કાયાને હું યોજીશ નહિ, અને **जावनियमं पज्जुवासामि**—જ્યાંસુધી નિયમ છે ત્યાંસુધી સમભાવે રહી મારા આત્મગુણનું સંશોધન કરીશ. પાપને–કર્મને—કષાયને જેમ જેમ દૂર કરતો જઈશ તેમ તેમ મારા આત્મગુણનો વિકાસ કરતો રહીશ. જૈનદર્શન વૈજ્ઞાનિક–Scientific એટલા માટે છે કે તેમાં કલ્પનાને સ્થાન નથી. આત્મસંશોધન અને આત્માવલંબન મુખ્ય છે. બીજાનો જે આધાર લેવામાં આવે છે તેને માત્ર નિમિત્ત ગણવામાં આવે છે; પરંતુ જૈનદર્શને માન્યું છે કે **આત્મા એ જ પરમાત્મા** છે; અને તે પોતાના શુદ્ધાત્મ ભાવમાં રહી પરમાત્મા થઈ શકે છે. હવે જો કોઈ એમ કહે કે કે વર્ધમાન સ્વામીએ દીક્ષા લઈ મોહની સામે—કષાયોની સામે યુદ્ધ કરી મહાવીર-પણું પ્રાપ્ત કર્યું—મોક્ષપદ પ્રાપ્ત કર્યું, પણ આ કાળમાં તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે મોક્ષનાં દ્વાર બંધ છે તો આપણે શી રીતે મોક્ષપદ પ્રાપ્ત કરી શકીએ ? આ પ્રશ્નનો ઉત્તર એ જ અપાય કે અહીં ઊભા રહીને શું કરવું છે ? સામાયિક કરી, તેમણે બતાવેલા માર્ગે સામા-યિકદ્વારા વહન કરી મોક્ષના બારણા સુધી પહોંચવું અને જ્યારે બારણું ઊઘડે ત્યારે તરત તેમાં પ્રવેશ કરી દેવો. જો એમણે બતાવેલા માર્ગે આપણે ગતિ કર્યા કરીએ તો ઠેઠ મોક્ષના બારણા સુધી તો આપણે પહોંચી શકીએ અને એમ કરીએ તો મોક્ષદ્વારમાં પ્રવેશ કરવાનો પહેલો વારો આપણો આવે. લાલનને લાગે છે કે Door keeper–gate keeper–દરવાન યોગ્યતા વગરનાંને મોક્ષમાં પ્રવેશ કરવા નથી દેતો, અને તે દરવાન તે ક્ષીણમોહ છે. મોહનો સંપૂર્ણ ક્ષય ન થાય ત્યાંસુધી આપણે મોક્ષના દ્વાર પાસે ઊભા રહેવું પડે, પરંતુ knock and it will be openned–ખખડાવો અને દ્વાર ઊઘડશે-તે પણ થોડા કાળમાં કે થોડા ભવમાં. દેહભાવ છોડવાથી

વિદેહભાવ—અંતરાત્મભાવ પ્રગટે છે, અને અંતરાત્મામાંથી પણ કર્મભાવ દૂર કરી શુદ્ધાત્મભાવે જો રહેતા શીખીએ તો **મહાવિદેહને**[1] માટે આપણે યોગ્ય થઈએ. એ યોગ્યતા આવી એટલે ત્યાંથી મોક્ષનાં દ્વાર ઉઘાડાં છે. જેને શાસ્ત્રયોગ પ્રાપ્ત થઈ પ્રામાણિકપણે વિધાનો કરવાં છે, તેનામાં સામર્થ્યયોગ પણ પ્રગટે છે, એમ **શ્રી** હરિભદ્રસૂરિ યોગદૃષ્ટિ-સમુચ્ચયમાં કહે છે. પ્રભુ મહાવીર સ્વામીએ પરિષહો[2] અને ઉપસર્ગો સહન કર્યા, કારણકે તેઓએ શોધી કાઢયું કે આત્માના એકેક પ્રદેશમાં અનંત બળ છે. ઇંદ્રની પણ તેમણે પરિષહો સહન કરવા માટે સહાય લીધી નહિ; પરંતુ સ્વાવલંબનથી—આત્મબળથી સકળ કર્મનો ક્ષય કરી, આત્માનો પૂર્ણ વિકાસ કરી આત્મસ્વરાજ્ય પ્રાપ્ત કર્યું. આપણે આપણી શક્તિને જરાયે ગોપવ્યા વિના યથાશક્તિ તેમને પગલે ચાલીએ, તો અવશ્ય આપણે પણ આત્મવિકાસ કરી શકીએ—આત્મ-સ્વરાજ્ય મેળવી શકીએ.

શ્રી **વીર** પ્રભુની સ્તુતિમાં ગવાય છે કે **नमामि वीरं गिरि-सारधीरम्**—હે વીર પ્રભુ! હું આપને નમસ્કાર કરું છું, આપના એ સામર્થ્યને નમું છું કે જે સામર્થ્ય મેરુ પર્વતના જેવું અડગ છે. ખરા પર્વતમાં એ ગુણ જોવામાં આવે છે. કવીન્દ્ર શ્રી રવીન્દ્રના મોટાભાઈ—જેને **બ**ડાદાદા કહે છે, તે કહે છે કે ગમે તેવી વીજળી પડે તોપણ ખરા પર્વતમાં ફાટ પડતી નથી, અને ગમે તેવો વરસાદ વરસે તોપણ ખરા પર્વતની એક કાંકરી પણ ખરતી નથી. આવી જ રીતે મહાપુરુષો પર્વત શિરોમણિ મેરુના જેવા અડગ છે. પરિષહરૂપ વૃષ્ટિઓ કે ઉપસર્ગરૂપ વીજળીઓ તેમનો પરાભવ કરી શકતી નથી. તેઓના આત્માના અનંત સામર્થ્ય પાસે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રણે લોકનાં બાહ્ય સામર્થ્યો પોતાનું મસ્તક નમાવે છે.

---

૧. 'હું દેહ છું' એ ભાવ જવો એ વિદેહક્ષેત્રમાં આવવાં બરાબર છે. 'હું કર્મ છું' એ ભાવ જવો એ મહાવિદેહ ક્ષેત્રમાં આવવા બરાબર છે.

૨. ચારે બાજુથી પૂર્વ કર્મને લઇને આવતાં કષ્ટો.

સ્વાવલંબનને માટે જૈનશાસ્ત્ર વધારે ભાર આપતું જણાય છે. ગૌતમ સ્વામીને શ્રી મહાવીર ઉપર રાગ હતો. તે રાગ પ્રશસ્ત હતો અને તેના અવલંબનથી તેઓ ઘણી ઊંચી સ્થિતિએ-ગણધર પદવીએ પહોંચ્યા હતા; પરંતુ પ્રશસ્ત રાગ પણ કેવળજ્ઞાન મેળવવામાં અંતરાયરૂપ થયો. આથી તેમને વિચારણા થઈ કે શ્રી મહાવીરે સ્વાવલંબનથી કૈવલ્ય પ્રાપ્ત કર્યું તેથી તેમનું ચારિત્ર્ય પણ મને સ્વાવલંબને રહેવાનો પરોક્ષ બોધ આપે છે. આ વિચાર આવતા-સ્વાવલંબને રહેતાં-તરત જ કૈવલ્ય પ્રાપ્ત કર્યું. આ ઉપરથી જણાય છે કે પ્રશસ્ત રાગ છે તો આદરણીય, પરંતુ છેવટે સ્વાવલંબન-આત્માવલંબન જ પૂર્ણતા પામવાનું અમોઘ સાધન છે.

જૈનશાસ્ત્ર એકાન્ત નથી, અનેકાન્ત છે. તેનો સ્યાદ્વાદ-અનેકાન્તવાદ એ સમાધાનવાદ છે. જ્યાંસુધી સાધક જીવ બાળક હોય ત્યાંસુધી તેને પ્રશસ્ત અવલંબન લેવું યોગ્ય છે, પણ જ્યારે તે યુવાન થાય ત્યારે સ્વાવલંબને રહેવું યોગ્ય છે.

પ્રશસ્ત અવલંબને રહેતાં જે ક્રિયા કરવામાં આવે છે, તેમાં નિર્જરાના કરતાં પુણ્યબંધન-પુણ્યાનુબંધી પુણ્ય થવાનો વિશેષ સંભવ છે. પુણ્યબંધનને પણ સોનાની બેડી ગણનાર શુદ્ધ અધ્યાત્મીઓએ એ જાણવું યોગ્ય છે કે તેમણે [મુમુક્ષુએ] જે ક્રમથી શાસ્ત્રમાં ચડવાનું લખ્યું છે તે જ ક્રમથી ચડવું જોઈએ. પ્રથમ પાપને દૂર કરી પુણ્યને માર્ગે, પછી પુણ્યના ફળમાં અનાસક્ત રહી શુદ્ધ આત્મસ્વરૂપ તરફ વહન કરવું જોઈએ.

પુણ્ય અને પાપ બન્ને કર્મ છે-ભીલ છે. પાપરૂપ કર્મ આ સંસારમાં ભીલ જેવું છે; પણ તે લૂંટારાની જાતનું છે; જ્યારે પુણ્યરૂપ કર્મ ભીલ જેવું છે, પણ મોક્ષ માર્ગના વોળાવિયા જેવું છે. આ પ્રમાણે જેટલો તફાવત લૂંટારા અને વોળાવિયામાં છે, તેટલો જ તફાવત પાપ અને પુણ્યમાં છે. પાપ આત્મગુણને લૂંટે છે, ત્યારે

પુણ્ય લૂંટારાથી બચાવે છે, એટલું જ નહિ પરંતુ આત્મસ્વાતંત્ર્યના માર્ગમાં વેળાવિયા રૂપ થઈ ઠેઠ મોક્ષમંદિરના દ્વાર સુધી પહોંચાડે છે.[1]

કાયોત્સર્ગ પાર્યા પછી મુહપત્તિ પડિલેહવાની ક્રિયા આવે છે. તેને પડિલેહતા પુરુષોએ ૫૦ પ્રકારની[2] અને સ્રીઓએ ૪૦ પ્રકારની પ્રતિજ્ઞા કરવાની હોય છે. પચાસમાંથી ૩૫ નિષેધાત્મક–Negative છે અને ૧૫ વિધાયક–Positive છે. લાલનને તો દીવા જેવું સ્પષ્ટ જણાય છે કે પતંજલિ ભગવાને ઉપદેશેલા રાજયોગનો આમાં સમાવેશ થઈ જાય છે. ત્યારપછી સામાયિક કરવાની પ્રતિજ્ઞા લેવામાં આવે છે. જિજ્ઞાસુ સાધક એવી પ્રતિજ્ઞા કરે છે કે હે ભગવન્ ! આપનું ઉપદેશેલું સામાયિક હું કરીશ. **आणा एव धम्मो** । આપની આજ્ઞા એ જ મારો ધર્મ છે. જેમ **બુકર ટી**. **વોશિંગ્ટન** પોતાના ઉપરીની આજ્ઞા પાળી, તેમને ખુશી કરી એવી પદવીએ પહોંચ્યા કે જેનાથી તેણે અમેરિકાની તમામ ગુલામ પ્રજાને અમેરિકન લોકની સમાન કક્ષાએ પહોંચાડ્યા. પ્રામાણિક સેવક તે કહેવાય કે જે સેવ્યને–શેઠને–Masterને આજ્ઞા કરતાં થકાવે, પણ આજ્ઞા પાળતાં પોતે થાકે નહિ. **બુકર ટી. વોશિંગ્ટન** કે જે પહેલા વોર્ડર હતો તેણે પોતાના શેઠને આજ્ઞા કરતાં થકવ્યો અને છેવટે ઊંચે હોદ્દે પહોંચ્યો. તેના પ્રયત્નથી ૪૪ વિદ્યાપીઠો–Universities ગુલામ જાતિના લોકોને સ્વતંત્ર બનાવવા માટે સ્થપાઈ છે.

**करेमि भंते**માં જે પ્રતિજ્ઞા લેવામાં આવે છે–જે પચ્ચખ્ખાણ લેવામાં આવે છે તેમાં પૂર્વાભ્યાસને લઈ ને—દેહાભ્યાસને લઈ ને—મહાભ્યાસને લઈને કદાચ ભૂલ થઈ જાય તો **पडिक्कमामि, निंदामि,**

---

૧. **શ્રી** કેસરિયાજીની યાત્રા કરવા જતાં એક પ્રકારના ભીલ લૂંટ કરે છે, ત્યારે બીજા પ્રકારના ભીલ વોળાવિયા તરીકે રહી લૂંટનારથી બચાવી શ્રી કેસરિયાજી સન્મુખ રાખી આપણને ત્યાં પહોંચાડી પોતે નિવૃત્ત થાય છે–પાછા વળે છે.

૨. જુઓ પૃષ્ઠ ૬૩.

**गरिहामि, अप्पाणं वोसिरामि ।** હું પાપભાવને નિંદુ છું, ગુરુ સાક્ષીએ ધિક્કારું છું અને વોસિરાવું છું; એટલે કે આવી ભૂલો ફરીથી હું કરીશ નહિ એવું કહીને હું મારા શુદ્ધ સ્વભાવમાં પાછો આવું છું. આમ કરતાં કરતાં જ્યારે બત્રીશ દોષમાંથી એક પણ દોષ થાય નહિ ત્યારે આપણે સામાયિકની સિદ્ધિ નજદીક આવી ચડશું, પરંતુ એટલું જાણવું જોઈએ કે હું **સુરેન્દ્ર** છું—હું **લાલન** છું એવું માનીને સામાયિકની શુભ ક્રિયા કરનાર Jacob's Ladder–નિસરણીએ ચડતા હોય તેમ લાગે છે, અને સંવેગ અને પ્રશમ ભાવે જે સામાયિક કરતા હોય તે liftની ઝડપે પોતાના સાધ્યને પહોંચતા હોય એમ જણાય છે.

શ્રી હરિભદ્રસૂરિ કહે છે કે જે સાધનો સાધ્યની સાથે જોડે તે ધાર્મિક સાધન યોગ છે. જે ધર્માનુષ્ઠાનો શુદ્ધાત્માની સાથે જોડે તે યોગ છે. પતંજલિ ભગવાને ચિત્તવૃત્તિઓનાં નિરોધને યોગ કહ્યો છે. '**योगश्चित्तवृत्तिनिरोधः**'[1] ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવાથી '**तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्**'[2] દૃષ્ટારૂપ આ આત્મામાં પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે, પરંતુ જૈનશાસ્ત્ર જાણે એમ કહેતું હોય કે '**योगो योगनिरोधः**'[3] સાવદ્ય યોગને બંધ કર્યાં એટલે સ્વાભાવિક રીતે મન, વચન અને કાયા પુણ્ય પંથે વહે છે. મન, વચન અને કાયાને આત્મા ભણી વાળ્યા એટલે યોગનિરુદ્ધ થઈ શુદ્ધાત્મા કે પરમાત્માનું સ્વરૂપ પ્રગટ થાય છે.[4]

---

૧. યોગ એટલે ચિત્તવૃત્તિને શાંત કરી ચિત્તને આત્મા સાથે જોડવું.

૨. ત્યારે દૃષ્ટાના સ્વરૂપમાં સ્થિતિ થાય છે.

૩. મન, વચન અને કાયાની ચંચળતાનો નિરોધ તેનું નામ યોગ.

૪. યોગ મુખ્ય ત્રણ છે–૧ ઇચ્છાયોગ, ૨ શાસ્ત્રયોગ અને ૩ સામર્થ્ય–યોગ. ઇચ્છાયોગના સાધકની રુચિ ધર્મ પામવાની છે, પરંતુ ઇચ્છાના પ્રમાણમાં પ્રવૃત્તિ ન્યૂન હોવાથી તે સાધક પ્રવૃત્તિ કરી શકતો નથી. શાસ્ત્રયોગ વાળો સાધક ઇચ્છાયોગ ઉપરાંત શાસ્ત્રમાં કહેલી વિધિ કે અનુષ્ઠાનને અક્ષરશઃ

**अहिंसा परमो धर्मः** એમ કહેવામાં આવે છે. હિંસા ન કરવી એ સહેલું છે, છતાં એમ કહેવું પડયું છે કે આપણને એમ કરવું ઘણું કઠિન લાગે છે. ન કરવું એ ઘણું કઠિન છે. હિંસા કરવાની ટેવ હિંસા ન કરીને દૂર કરવાની છે. જીવ ક્રિયા વિના રહી શકતો નથી. જ્યારે તે હિંસા કરવાનું બંધ કરે છે, ત્યારે તે તરત જ અહિંસા કરવાની ક્રિયા કરે છે. જે જીભે મનુષ્યો ગાળ આપે છે, એ જ જીભે આશીર્વાદ પણ આપે છે. જેને ખોટું બોલવાની ટેવ છે તે ખોટું બોલવાનું બંધ કરે કે મન, વચન અને કાયાના યોગ સ્વાભાવિક રીતે પુણ્ય વ્યાપારમાં જોડાઈ જાય છે. દાખલા તરીકે '**इरियावहियं**' સૂત્રમાં જે **अभिहया** વગેરે દશ પ્રકારે વિરાધના ગણાવી છે, એ વિરાધના બંધ થતાં જ જીવમાં સ્વાભાવિકપણે સમભાવ કે આત્મભાવ જાગૃત થાય છે, અને આત્મભાવ જાગૃત થયા પછી તે જીવોની રક્ષા–સેવા–આરાધના કરવા માંડે છે.

વિરાધના કરી જીવ જ્યારે નરકગતિ સાધતો હતો હતો ત્યારે આરાધના કરવાની ભાવનાથી–સર્વ જીવોની આરાધના કરવાની ભાવનાથી પુણિયા શ્રાવકની સામાયિકે પહોંચે છે કે તીર્થંકર પદ પ્રાપ્તિરૂપ પુણ્ય ઉપાર્જન કરે છે.

સંસારમાં ઉચ્ચમાં ઉચ્ચ પદવી પામવી અને પરલોકમાં પણ ઉત્તમોત્તમ સ્થિતિએ પહોંચવું તેનું કારણ આત્મદષ્ટિ છે. આ વાતનું વારંવાર સ્મરણ આપ્યા વિના આગળની ઉચ્ચતર સ્થિતિઓનું દર્શન કરાવી શકાતું નથી; એટલા માટે આગળ ઉપર શરીર અને આત્માનો સંબંધ આપતા જણાવ્યું હતું કે શરીર એ વ્યંજન છે અને આત્મા

---

**અનુસરવાને યત્ન કરે છે; પરંતુ તેને પણ અતિચારરૂપ કોઇ કોઈ વખતે અલ્પદોષ લાગી જાય છે; પણ સામર્થ્યયોગના સાધકને અતિચારનો એકે દોષ લાગતો નથી ને શાસ્ત્રમાં કહેલાં અનુષ્ઠાનના વિધાનને સંપૂર્ણ કરે છે; એટલુંજ નહિ પરંતુ અકથિત પણ–અનર્પિત પણ–આચારમાં લાવી અંતિમ સાધ્યને પહોંચી જાય છે.**

એ સ્વર છે. એ સ્વર વ્યંજનનાં દષ્ટાંતમાં થોડોક ફેરફાર કરીએ. આત્મા જ્યાંસુધી તેની પૂર્ણ શુદ્ધ સ્થિતિમાં ન આવે, એના પૂર્ણ વિકાસને ન પહોંચે–પૂર્ણ આત્મસ્વરાજ્ય ન મેળવે–અનંત ગુણો પામ્યા પછી કોઈ પણ ગુણ પામવાનો ન રહે—અનંત ગુણોમાંના પ્રત્યેક ગુણો અનંતતા ન પામે ત્યાંસુધી તે ખરેખરો સ્વર જેવો કહેવાય નહિ. તેથી આપણે અક્ષરોના ત્રણ વિભાગ પાડીશું; એટલે કે દેહને આત્મ ગણનાર બહિરાત્મા વ્યંજન જેવો છે. જીવને આત્મા ગણનાર–સકર્મ આત્માને આત્મા માનનારને શુદ્ધ સ્વર એવો નહિ ગણતાં અર્ધસ્વર ગણીશું એટલે કે य्, र्, ल्. व् જેમ અક્ષરોમાં અર્ધસ્વર Semi Vowels ગણાય છે તેમ અંતરાત્માને ગણીશું. આપણે જાણીએ છીએ કે य्, र्, ल्, અને व्રૂપ અર્ધસ્વર પણ સંપ્રસારણ ભાવ પામતાં इ, उ, ऋ અને लृ જેવા ચોખ્ખા સ્વર થઈ જાય છે; તેમ જીવભાવમાંથી જ્યારે કર્મભાવ સદંતર છોડી જાય છે ત્યારે ચોખ્ખા સ્વરની જેમ આત્મા શુદ્ધ આત્મા કે પૂર્ણ વિકાસી થઈ રહે છે. એક અધ્યાત્મ રસિક મહાત્મા કહે છે કે '**नाहं नारकी नाम, न तिर्यंच नापि मानुषः न देवः किंतु सिद्धात्मा सर्वोऽयं कर्मविभ्रमः**' હું નારક નથી, હું તિર્યંચ નથી, હું મનુષ્ય નથી કે દેવ નથી પણ તે મનુષ્યાદિ નામકર્મ છે–નામકર્મની પ્રકૃતિ છે. હું તો સિદ્ધાત્મરૂપ છું. સિદ્ધાત્મા મારું ખરૂં સ્વરૂપ છે.

એક વખતે રાત્રિના લગભગ આઠ, સાડા આઠે રસ્તામાં એક મનુષ્યે સર્પ જોયો. જોતાં જ તેને ભય ઉત્પન્ન થયો અને બૂમ પાડી કે, સર્પ છે! સર્પ છે! થોડીવારમાં પાંચ પચાસ માણસો એકઠાં થઈ ગયાં. કેટલાએક બૂમો પાડવા લાગ્યા કે સાણસો લાવો. એટલામાં આ ભયભીત થયેલા ટોળામાંથી એક મનુષ્ય દોડીને ફાનસ લઈ આવ્યો, અને એ ફાનસના તેજથી જણાઈ આવ્યું કે જેને બધા સર્પ દેખે છે તે એક દોરડી હતી. તરત જ બધાનાં હૃદયમાંથી ભય ભાગી ગયો. એ જ પ્રકારે જ્યારે આપણે જીવોને–નારકી, તિર્યંચ, મનુષ્ય કે દેવ

તરીકે જોઈએ છીએ ત્યારે ક્રોધ, માન, માયા, લોભ અને મોહરૂપી સર્પો કે વિકારો આપણા મનોભાવને-આત્મભાવને બગાડી નાંખે છે-વિક્ષિપ્ત કરી નાખે છે; જેથી કરીને આપણે ખરેખરી વસ્તુ અર્થાત્ આત્મદ્રવ્ય દેખતા નથી, પરંતુ સામાયિકરૂપ ફાનસ લાવનાર મહાત્મા આપણને દેખાડી આપે છે કે, આ જીવ શરીર નથી-કષાય નથી-કર્મ નથી, એટલે કે મનુષ્ય, તિર્યંચ વગેરે નથી પરંતુ આત્મા છે. એવું જોતાં જ આપણા રાગદ્વેષરૂપ ભય અને આસક્તિ ચાલી જશે, અને આત્મા પોતાના શુદ્ધ સ્વભાવમાં સર્વ આત્માઓ સાથે સમભાવે રહી અનંતાનંદને અનુભવશે.

પરમાત્માને વીતરાગ શા માટે કહેવામાં આવ્યા છે? પરમાત્મા પૂર્ણ સમભાવવાળા છે. સર્વ આત્માઓને પોતાના સમાન ગણનારા છે. દેહના કે કર્મના ભેદથી જીવો જુદા-જુદા, નાના-મોટા, હળવા-ભારે, જીવતા-મરતા, કાળા-ગોરા કે ઊંચા-નીચા જણાય છે; પરંતુ આત્મ-દૃષ્ટિએ સર્વ આત્માઓ સમાન છે. શરીરને લઈને જેને આપણે ભૂલથી વનસ્પતિ તરીકે, કીડી તરીકે, મનુષ્ય તરીકે, ચક્રવર્તી તરીકે કે ઇંદ્ર તરીકે ગણીએ છીએ, તે સર્વમાં એકે પ્રદેશ વિશેષ કે ઓછો નથી. કીડીમાં અને હાથીમાં આત્મા સમાન છે, પરંતુ તે કીડીમાં સંકુચિત જણાય છે, જ્યારે હાથીમાં વિકસિત. જેમ રબરનો કટકો સંકુચિત થાય છે તેમજ વિકસિત પણ થાય છે તેવી જ રીતે આત્મપ્રદેશો પણ સંકુચિત તથા વિકસિત થાય છે, પણ તેઓ હોય છે સમાન. આટલા માટે જ '**करेमि सामाइयम्**'—જ્યાંસુધી મને સામાયિકની પ્રતિજ્ઞા છે ત્યાંસુધી જગતના તમામ જીવોને-ચોરાશી લાખ જીવાયોનિના સર્વ જીવોને મારા સમાન ગણીશ એટલે કે જેવો મને **વર્તમાનમાં** ભાવ છે તેવો જ ભાવ સર્વે જીવોમાં રાખીશ. એ સમભાવના અધ્યવસાયમાં દૃઢ થવાને '**सावज्जं जोगं पच्चक्खामि**' એટલે મન વચન અને કાયાના યોગથી કોઈ પણ સાવદ્ય એટલે પાપવ્યાપાર હું કરીશ નહિ, કરાવીશ નહિ. આવો નિયમ હું યાવજ્જીવ પાળીશ—'**जावज्जीवं**

**पज्जुवासामि**'- આ સમભાવથી નથી થતો રાગ કે નથી થતો દ્વેષ. તેથી જ પ્રભુ વીતરાગ છે અને વીતદ્વેષ છે. પ્રભુ વીતરાગ અને વીતદ્વેષ હોવા છતાં—રાગદ્વેષ રહિત હોવા છતાં તેમને વીતરાગ શા માટે કહેવામાં આવ્યા? તેનો જવાબ એ કે દ્વેષ કરતાં રાગને જીતવો બહુ મુશ્કેલ છે. ધર્મવ્યાપાર દ્વેષને અટકાવી શકે છે, પરંતુ કેટલાકથી રાગને અટકાવી શકાતો નથી. આ વાતને સ્પષ્ટ સમજવા માટે એક ઉદાહરણ લઈએ.

એક વેળા પૌષધ નામની ધાર્મિક ક્રિયામાં—એટલે આખા દિવસના સામાયિકમાં સોએક માણસ રોકાયેલા હતા. તેમાં સુરેન્દ્ર નામના એક ગૃહસ્થ પણ હતા. મધ્યાહ્ન પછી સુશીલ નામનો એક મનુષ્ય આવ્યો અને આવીને સુરેન્દ્ર ઉપર માર્મિક રીતે ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો. મુનિરાજ પણ બેઠા હતા. પૌષધમાં આવેલા મનુષ્યો પણ પોતાના ધાર્મિક ઉપકરણો સાથે બેઠા હતા. બધાને જોઈને તથા પૌષધમાં હોવાથી સુરેન્દ્ર કાંઈ બોલ્યા નહિ. અર્થાત્ ધાર્મિક ક્રિયાએ તેને સુશીલની સામે દ્વેષ કરતાં અટકાવ્યા. કાંઈ પણ પ્રત્યુત્તર ન મળવાથી સુશીલભાઈ ચાલ્યા ગયા. હવે શું બન્યું કે મુનિમહારાજ તેમજ પૌષધની ક્રિયા કરનાર મનુષ્યો સુરેન્દ્રની શાન્તિનાં—તેમનાં વખાણ કરવા લાગ્યા. સુરેન્દ્રભાઈ મનમાં ફુલાયા પણ તે કોઈએ જાણ્યું નહિ. આ પ્રમાણે તેઓ ધાર્મિક ક્રિયા કરતા હતા; કટાસણું, મુહપત્તિ, ચરવળા, ગુરુ મહારાજ અને પૌષધ કરનારા બાંધવો એ ધર્મનાં સાધનો હતાં, પણ વખાણ થયાં ત્યારે તેઓ ખુશી થયા વગર રહ્યા નહિ; કારણકે તેઓ તે વખતે સમજી શક્યા નહિ કે જે વખાણ થાય છે તે પોતાના આત્માનાં નથી પરંતુ યશનામકર્મનાં થાય છે, માટે મારે તેમાં મોહ પામવો જોઈએ નહિ. આમ દ્વેષ કરતાં રાગ જીતવો ખૂબ જ મુશ્કેલ હોવાથી એ રાગને પણ જિતનાર—દૂર કરનાર મહાત્માને વીતરાગ ગણી તેમને

પરમાત્મા ગણ્યા. એવા રાગદ્વેષ રહિત સર્વમાં સમભાવ રાખતાં શીખવાની કોઈ કળા હોય તો તે **सामाइयम्**—સામાયિક છે.

આ સામાયિક સિવાય બીજી જાતનાં સામાયિક પણ કરી શકાય છે, અને તેથી જ મને લાગે છે કે **बहुसो सामाइयं कुज्जा** એવું સામાયિક પારતાં કહેવાય છે. એવી જાતનાં સામાયિક આઠ રીતે થઈ શકે છે.[1]

૧. સમભાવ સામાયિક—સર્વ જીવ ઉપર સમતા રાખવારૂપ.
૨. સમયિક સામાયિક—સર્વ જીવ ઉપર દયારૂપ.
૩. સમવાદ સામાયિક—રાગદ્વેષ છાંડીને યથાર્થ વચન બોલવારૂપ.
૪. સમાસ સામાયિક—થોડા અક્ષરમાં તત્ત્વજ્ઞાનરૂપ.
૫. સંક્ષેપ સામાયિક—થોડાજ અક્ષરમાં કર્મનાશની વિચારણારૂપ.
૬. પરિજ્ઞા સામાયિક—તત્ત્વનું જાણપણું થવારૂપ.
૭. અનવદ્ય સામાયિક—પાપ વગરની પ્રવૃત્તિ કરવારૂપ.
૮. પ્રત્યાખ્યાન સામાયિક—નિષેધ કરેલી વસ્તુના ત્યાગરૂપ.

હવે જરા આગળ વિચારીએ. સામાયિકના પ્રત્યાખાનમાં **तस्स भंते ! पडिक्कमामि** એવું એક પદ આવે છે. તેનો ભાવ એવો છે કે આત્મા પોતાના સ્વભાવને છોડી વિભાવમાં ગયેલો હોય ત્યાંથી તેને પાછો સ્વભાવમાં લાવવો. અંગ્રેજીમાં તેને Confession કહે છે. જૈન પરિભાષામાં તેને પ્રતિક્રમણ કહે છે. મહાત્મા ગાંધી પોતાની આત્મકથામાં પોતાના બધા દોષો કબૂલ કરે છે. તે પુસ્તકમાં જૈન પ્રતિક્રમણની ઝાંખી થાય છે. દોષો કબૂલ કરવા, કબૂલ કર્યા પછી પુનઃ તેને ન કરવા, અને તેમ કરી આત્માને નિર્મળ કરવાની ઇચ્છાવાળા જિજ્ઞાસુઓએ અકર્મક ક્રિયાપદ–Intransitive verb કે સહ્યભેદ–Passive voice વાપરવા નહિ. લાલનના મિત્ર સ્વ૦ કાન્ત વિશેષે કરી આ પ્રયોગ કરતા હતા. દાખલા તરીકે તેમના પુત્રને તેમણે પૂછ્યું કે, 'ખડિયો કેમ પડ્યો ?'

૧ આ આઠે સામાયિકોના વિસ્તાર માટે જુઓ "આદર્શ જૈનોના આદર્શ સામાયિક." સં૦ પંડિત લાલન.–જુઓ પાન ૭૩.

પુત્રે જવાબ આપ્યો કે, 'બાપુજી ! એ હાથમાંથી પડી ગયો.' તેમણે કહ્યું કે, 'એમ ન બોલાય, પરંતુ એમ કહે કે મેં પાડી નાખ્યો. ખડિયામાં પોતાની મેળે પડી જવાની શક્તિ નથી. મેં વિચારપૂર્વક–જ્ઞાનપૂર્વક ખડિયો બરાબર હાથમાં પકડ્યો નહિ તેથી તે પડી ગયો એમ તારે કહેવું જોઈએ'. આમ આપણે પોતાના દોષ સ્વ૦ કાન્તના પુત્રની જેમ કાં તો કબૂલ કરતાં નથી અને કાં તો બીજા કોઈ ઉપર એ દોષો ઢોળી પાડીએ છીએ, એથી કરીને આપણા આત્મામાંથી દોષનિવૃત્તિ થતી નથી. દોષનિવૃત્તિ વિના આત્મા પોતાનો વિજય કરી શકતો નથી—વિઘ્નો ઉપર જય મેળવી શકતો નથી.

દેહદૃષ્ટિ ગયા પછી અંતરાત્મદૃષ્ટિ થતાં આપણે કર્મના ક્ષેત્ર-રૂપ કાર્મણ દેહમાં થતાં નાના વિકારોમાં પડીએ છીએ. ઘણાએક વિદ્વાનો મનને પણ દોષ આપતા જણાય છે. એક વિદ્વાન કવિ ગાય છેઃ—

' મન તું ગમાર થા માં
દોષમાં દબાઈ જા માં. '

મન તેને જવાબ આપે છે કે, પ્રભુ ! હું ગમાર નથી. હું તો જડ છું. તમે પોતે જ મને દોષમાં પટકો છો અને પછી મને ગમાર કહો છો. તમે શિખરે ચડાવો તો હું જડ મન સ્વર્ગને શિખરે ચડું છું; નરકની ખાઈમાં પટકો તો હું નરકમાં પડું છું. તમારી પ્રેરણા વિના મારાથી કાંઈ થતું નથી. આમાં દોષ કે ગુણ તમારો છે. તેને તમે મારામાં આરોપો છો માટે તમારે **पडिक्कमामि** કહેવું જોઈએ.

કેટલાએક લક્ષ્મીને દોષ આપે છે કે, જગતમાં કલહનું મૂળ લક્ષ્મી છે. લક્ષ્મી તે વખતે ચૈતન્યને કહે છે કે હું તો જડ છું. મારો દુરુપયોગ તમારા હાથમાં છે. હું જડ હોવાથી મારામાં ગુણદોષ નથી. ગુણદોષ તો તમારામાં છે; પરંતુ તેનો આરોપ તમે મારામાં કરો છો. હું લક્ષ્મી છું, તમે લક્ષ્મીના પતિ છો. હું નારી છું, તમે નારાયણ છો. તમારી આજ્ઞા પ્રમાણે મારે ચાલવું રહ્યું. માટે તમારા દોષને માટે તમારે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ–પ્રતિક્રમણ કરવું જોઈએ.

કેટલાએક શાસ્ત્રજ્ઞો પણ જાણે પોતે દોષ રહિત હોય તેમ કર્મને દોષ આપે છે. વિચાર કરતાં જણાય છે કે કર્મ તો–કર્મ પરિણામ રાજા તો નિષ્પક્ષપાત ન્યાયાધીશ–Judge જેવા દેખાય છે. આત્મારૂપી મહારાજાના રાજ્યમાં–સ્વરાજ્યમાં–Self–governmentમાં કોઈ યથાર્થ વ્યવસ્થા રાખનાર–Government ચલાવનાર હોય તો તે કર્મ અદલ ઇન્સાફી ન્યાયાધીશ છે. તીર્થંકર જેવા જીવોને પણ તે તેના દોષની શિક્ષા અને ગુણનો બદલો આપ્યા વિના રહેતો નથી. રાજા મહારાજાના ન્યાયાધીશપણાનું કાર્ય જે નિષ્પક્ષપાતપણે કરતો હોય તે પ્રમાણપત્ર–Certificate મેળવવાને માટે લાયક છે કે ઠપકાને? કર્મ રિસાઈ ને આત્માને કહે છે કે મને પેન્શન આપો, મારે તમારી સેવા નથી કરવી મને તો લાગે છે કે મનુષ્યમાં એવી હિંમત આવવી જોઈએ. તેણે પોતાનો પૂર્ણ વિકાસ કરવો હોય તો જડ એવા મનનો, લક્ષ્મીનો કે કર્મનો દોષ ન કાઢતાં જે દોષ પોતાનો છે તેને પ્રતિક્રમી[1] સામાયિક વડે શુદ્ધ કરવો જોઈએ.

સામાયિકમાં આત્મપ્રતીતિ થાય છે કે નહિ? થાય છે તો કેવી રીતે? નિષેધક રીતે–negatively જોતાં એટલું જણાશે કે આ શરીરરૂપી ખોખામાં આપણે હોઈએ છીએ ત્યારે શરીર કેવી સ્થિતિમાં હોય છે અને જ્યારે નથી હોતા ત્યારે તે કેવી સ્થિતિમાં હોય છે? આ ચામડીમાં ચકચકાટ ભાસે છે તે શાનો છે? જવાબ એ જ કે શરીરમાં આપણે છીએ તેને લીધે જ આ શરીર શુભ દેખાય છે.

હવે વિધાયક દૃષ્ટિએ–Positively જોઈએ. આપણે રાત્રે ૯–૩૦ કલાકે સૂવા ગયા. પાંચેક મિનિટમાં ઊંઘી ગયા અને સ્વપ્ન આવ્યું–જાણે કે એક મહેલની અંદર આપણે ગયા છીએ. તેના દીવાને ખાસમાં આપણે બેઠા છીએ. ઘણા મનુષ્યો, અમલદારો તથા મહારાજા વગેરેને જોઈએ છીએ. ખુરશીઓ, કબાટો, તકતાઓ અને નાના

---

૧ આત્મવીર્ય ખીલે તો મહાત્મા ગાંધીની પેઠે દોષો જણાય તે પ્રગટ કરવા, ગુણો નહિ. ગુણો તો સ્વાભાવિક રીતે પોતાના તેજે પ્રકાશી રહે છે.

પ્રકારના નાટારંગો પણ દેખીએ છીએ. હવે જરા વિચારીએ કે સ્વપ્નામાં આપણી આંખો તો બંધ છે. ત્યાં ચારે બાજુ અંધારું છે; દીવો પણ નથી, ત્યારે આ બધું શાથી દેખાયું? એ પ્રકાશ કયો કે જેના વડે આ બધું દેખાયું? એ જ અંતઃપ્રકાશ. જાગ્રત અવસ્થામાં આપણે એ જ પ્રકાશથી જોઈએ છીએ. સૂર્યના પ્રકાશને પણ આપણો આત્મા પ્રકાશ આપી રહ્યો છે; તેમજ સુષુપ્તિમાં-deep sleepમાં પણ આપણો આત્મા ઝગમગી રહે છે. જાગૃત, સ્વપ્ન કે સુષુપ્તિ એ ત્રણ અવસ્થાને ભેદીને રહેલો આત્માનો પ્રકાશ કદી બુઝાતો નથી. હા! તેના ઉપર મોહના આવરણો આવે છે. તે કષાયના વાદળથી ઢંકાય છે, કર્મરૂપ સર્પના વિષથી વિષમય બને છે, પરંતુ એ જ આત્મા જ્યારે પોતાનું ખરું સ્વરૂપ સમજે છે, પોતાનું બળ નિહાળે છે ત્યારે કર્મરૂપી સર્પને, કષાયરૂપી વાદળાંઓને અને મોહરૂપી અંધકારને તે દૂર કરે છે. આવું ઘણુંએ સામાયિકમાં જણાય છે. તેથી જ સામાયિક એ આત્મા છે. શ્રી યશોવિજયજી કહે છેઃ

'સામાયિક તે હી આત્મા, ધારો શુદ્ધો અર્થ,
નિર્વિકલ્પ ઉપયોગમાં નહિ કર્મનો ચારો.'

એક રોમન ફિલસૂફ કહે છે કે, Not all of me shall die—મારો સદંતર નાશ થવાનો નથી. ફ્રેંચ ફિલોસોફર પિસ્કલ [Piscal] કહે છે કે કેટલાંએક એવાં વિષ છે કે જેનો એક ગ્રેઈનનો આઠમો ભાગ મનુષ્યને મારી નાંખે છે; પરંતુ એ ગ્રેઈનના આઠમા ભાગને ખબર પણ નથી કે હું મનુષ્યને મારી નાખું છું-જ્યારે મનુષ્યમાં રહેલા આત્માને ખબર છે કે આ શરીર છોડીને હું જાઉં છું. આત્માની વિશેષતા તે આ છે કે તે શું બને છે તે જાણે છે.

કર્મ કરતાં આત્મા બળવાન કેમ છે તે જોઈએ. શાસ્ત્રમાં કહ્યું છે કે આ ચોરાશી લાખ જીવાયોનિમાંથી એક એક યોનિમાં-એકે એક Classમાં આપણે અનંતીવાર અવતર્યા છીએ. નારકી અને તિર્યંચના

દુઃખો અનંતવાર આપણે સહન કર્યાં છે. એ બધાં દુઃખોનો નાશ પણ થયો છતાં તમે અને હું બધાય, નારકી, તિર્યંચ અને દેવતાનાં સાગરોપમ કે પલ્યોપમનાં સુખદુઃખ ભોગવી આવ્યા છતાં–હજી કાયમ છીએ. એ જ પ્રમાણે દુઃખનો નાશ કરી આત્મા મનુષ્યના ઉત્તમોત્તમ ક્ષેત્રમાં આવી પહોંચ્યો; એટલું તો અકામ[1] નિર્જરાએ તે કરી શક્યો તો હવે સકામ[2] નિર્જરાએ મનુષ્યમાં રહી ત્રણ લોકથી પણ પર એવી ઉત્તમોત્તમ સ્થિતિ કેમ ન પ્રાપ્ત કરી શકે? આત્મામાં એ સ્થિતિએ પહોંચવાનું પણ બળ છે. તે અનંત છે. તેના એકેક પ્રદેશમાં અનંત કર્મની વર્ગણાઓ હઠાવી દે તેના કરતાં વિશેષ બળ છે. તેથી જ **એમર્સન** કહે છે કે, Eating, drinking and clothing is not man only, it does not represent him.' **વોલ્ટ પીટમેને** પણ કહ્યું છે કે, 'I am not contained between my boots and hats.'

જૈન ધર્મની ધાર્મિક ક્રિયાઓમાં છ આવશ્યક મુખ્ય મનાય છે. અને તે અવશ્ય કરવા જોઈએ. એ છ આવશ્યક–૧. સામાયિક ૨. ચઉવિસત્થો, ૩. વંદનક, ૪ પ્રતિક્રમણ, ૫. કાયોત્સર્ગ અને ૬. પચ્ચખ્ખાણના નામથી ઓળખાય છે. તેમાંનું સામાયિક એ એક એવું આવશ્યક છે; કે જેની અંદર બાકીનાં પાંચે આવશ્યકોનો સમાવેશ થાય છે.

**करेमि सामाइयम्**માં સામાયિક આવશ્યકનો, **भंते !** માં ચઉવિસત્થો આવશ્યકનો, **तस्स भंते** ! માં (ગુરુ) વંદનક આવશ્યકનો **पडिक्कमामि**માં પ્રતિક્રમણ આવશ્યકનો, **अप्पाणं वोसिरामि**માં કાયોત્સર્ગ આવશ્યકનો, અને **सावज्जं जोगं पच्चक्खामि**માં પચ્ચખ્ખાણ આવશ્યકનો સમાવેશ થાય છે. આ પ્રમાણે આ છએ આવ-

---

૧. વગર સમજ્યે; ઇચ્છા વિના પરાધીનપણે.

૨. સમજથી; ઇચ્છાપૂર્વક.

એ **શ્રી વીર** પ્રભુએ જીવનમાં ઉતારી સિદ્ધ કરેલી અને ઉપદેશેલી ક્રિયામાં આવી જાય છે.

સાધુ–સાધ્વીઓ પચ્ચખ્ખાણમાં **करेमि भंते ! सामाइयं, सव्वं सावज्जं जोगं पच्चक्खामि। जावज्जीवाए पज्जुवासामि। तिविहं तिविहेणं। मणेणं वायाए काएणं । न करेमि न कारवेमि, करंतंपि अन्नं न समणुजाणामि।**[1] એમ બોલે છે, જ્યારે શ્રાવક–શ્રાવિકા સામાયિકના પચ્ચખ્ખાણમાં **सव्वं सावज्जं** ને બદલે [2]**सावज्जं; जावज्जीवाए पज्जुवासामि**ને બદલે [3]**जाव नियमं पज्जुवासामि; तिविहं तिविहेणं** ને બદલે[4] **दुविहं तिविहेणं** બોલે છે, તેમજ **करंतंपि अन्नं न समणुजाणामि** એ પદ બોલતા જ નથી. આ પ્રમાણે સાધુ અને ગૃહસ્થના સામાયિકમાં ફેર છે.

આમ સાધુએ હમેશને માટે સામાયિક ગ્રહણ કરેલું હોય છે જ્યારે ગૃહસ્થને તે અમુક વખતને માટે કરવાનું હોય છે. એ અમુક વખત તે ૪૮ મિનિટનો નક્કી કરેલો છે. તેની અંદર તે સ્વાધ્યાય કરે છે.

આ પ્રમાણે સામાયિકમાં આપણો આદર્શ શ્રી મહાવીર સ્વામીનો છે. આપણી ખીલેલી અને ખીલતી શક્તિ પ્રમાણે તેમનું સામાયિક સમજી ક્રિયામાં મૂકીએ તો પહેલું આત્મભાન, પછી આત્મજ્ઞાન, પછી આત્માનંદ અને છેવટે આત્માનું અપૂર્વ અને અખૂટ બળ પ્રાપ્ત થાય છે. પતંજલિ કહે છે કે **सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावा-**

---

૧. હે ભગવન્! હું સમતારૂપ સામાયિક લઉં છું; સર્વ સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરું છું. જ્યાંસુધી જીવું ત્યાંસુધી તેને આદરું છું. મન, વચન અને કાયાએ કરીશ નહિ, કરાવીશ નહિ અને અન્ય કરતાં હોય તેને રૂડું માનીશ નહિ.

૨. સાવદ્ય.

૩. જ્યાંસુધી નિયમ છે ત્યાંસુધી.

૪. બે પ્રકારે, [ કરીશ નહિ અને કરાવીશ નહિ. ]

**धिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च।** અર્થાત્ સત્ત્વ એટલે બુદ્ધિ જે પ્રકૃતિનું પ્રથમ પરિણામ છે તે; અને પુરુષ એટલે આત્મા અર્થાત્ જડ અને ચૈતન્ય એ બન્નેનું સમભાવવડે ભાન થતાં જ સર્વ પદાર્થો ઉપરનું અધિષ્ઠાતાપણું અને સર્વજ્ઞપણું સાધકને પ્રાપ્ત થાય છે. **तद् वैराग्यादपि दोषबीजक्षये कैवल्यम्।** તેમાં એટલે પ્રકૃતિમાં–કર્મમાં[1] વૈરાગ્ય થતાં દોષનો ક્ષય થાય છે અને **કૈવલ્ય**[2] પ્રાપ્ત થાય છે.[3]

એવી દંતકથા છે કે એક વાર અંધકાર શ્રી ઇંદ્ર મહારાજ પાસે ફરિયાદ કરવા ગયો, અને કહ્યું કે, 'મહારાજ! સૂર્ય મને ક્યાંય ટકવા દેતો નથી.' ઇંદ્રે કહ્યું કે, 'હમણાં તું જા. હું સૂર્યને બોલાવીને ઠપકો આપીશ.' અંધકાર જતો રહ્યો. પછી ઇંદ્રે સૂર્યને બોલાવીને અંધકારને કનડવા માટે ઠપકો આપ્યો. આ સાંભળી સૂર્યે કહ્યું કે, 'મહારાજ! અંધકાર ખોટું બોલે છે. શા માટે તે મારી પાછળ વાત કરે છે. જો એ સાચો હોય તો બોલાવો તેને મારી સમક્ષ. જો તે મને કહેશે કે હું કનડું છું, તો હું સાચું માનીશ.' આ જ પ્રકારે આત્મજ્ઞાનરૂપી ભાણ તેના સંપૂર્ણ જોસમાં પ્રકાશે છે એટલે મોહરૂપ અંધકાર પોતે જ જતો રહે છે.

હવે આપણે આત્માની absolute–સંપૂર્ણ શક્તિઓ સમજવાને યત્ન કરીએ. પૃથ્વી પર રાત્રિ અને દિવસ છે. રાત્રિ એ અંધકારરૂપ છે–દુઃખરૂપ છે, જ્યારે દિવસ એ ઉજાસરૂપ છે–સુખરૂપ છે. પૃથ્વીની જે બાજુ ઉપર સૂર્યનો પ્રકાશ હોય તેને આપણે દિવસ કહીએ છીએ, તેથી ઊલટી બાજુને આપણે રાત્રિ કહીએ છીએ; પરંતુ આપણી સૂર્યમાળામાંથી પૃથ્વીને દૂર કરીએ તો સૂર્યનો પ્રકાશ સર્વત્ર વ્યાપી રહેલો જણાશે અથવા તો આપણે પૃથ્વીથી ઘણે ઊંચે જઈશું તો

---

૧. જુઓ શ્રી હરિભદ્રસૂરિકૃત યોગબિન્દુ. 'જેને સાંખ્ય પ્રકૃતિ કહે છે, તેને જૈનો કર્મ કહે છે.'

૨. સંપૂર્ણ જ્ઞાન.

૩. कृत्स्नकर्मक्षयो मोक्षः [तत्त्वार्थ अ. १०, सू. ३.]

માલૂમ પડશે કે ત્યાં સૂર્યાસ્ત કે સૂર્યોદય જેવું કંઈ નથી. સૂર્ય નિરંતર ઉદયમાન છે; એટલે કે ત્યાં આપણે Relative day and relative nightથી પર absolute dayમાં છીએ એમ આપણને લાગશે. આની જ રીતે આ દેહરૂપી પૃથ્વી ઉપર શુભકર્મરૂપી દિવસ અને અશુભકર્મરૂપી રાત્રિ આપણને જણાય છે, પરંતુ દેહથી પર એવા આત્મસૂર્યના પ્રકાશમાં આવતાં absolute light ની જેમ absolute જ્ઞાનપ્રકાશમાં મહાલતા જણાશું.

છેવટે એટલું જ કહેવાનું કે આ સંસારરૂપી મહાસમુદ્રને તરવાને સામાયિકરૂપી નૌકા આપણને મળેલ છે. નૌકાધિપતિ શ્રી **મહાવીર** છે. આપણે મુસાફરો છીએ. એ સ્ટીમરમાં બેસવાને માટે ૪૮ મિનિટ જેટલા વખતની કિંમત આપી સામાયિકની ટિકિટ ખરીદીને જો આપણે એ સામાયિકરૂપી નૌકામાં ચડીએ તો જૈન શાસ્ત્રકારો પોકારી પોકારીને કહે છે કે, જે સ્થિતિ ઉપર શ્રી **વીર** પ્રભુ પહોંચ્યા છે તે જ સ્થિતિએ સૌ કોઈ પહોંચી શકશે. ધ્યેય—જે સ્થળે પહોંચવાનું છે તે સ્થળ—નક્કી હશે અને નૌકા હંકારવાનું જ્ઞાન, અને તોફાન વખતે તરવાની ક્રિયા એ બન્નેમાં જે કોઈ પ્રવીણ હશે તે ગમે તેવા પાપ કે પુણ્યરૂપી ઝંઝાવાતો સામે ઝઝૂમી નિશ્ચિત સ્થળને પ્રાપ્ત કરશે જ. આ સામાયિકરૂપી નૌકામાં, ટિકિટ ખરીદી, મુસાફરી કરી અનંત આત્માઓ શ્રી વીર પ્રભુના સ્થાને પહોંચ્યા છે અને હજી પણ જે જે યત્ન કરશે તેઓ પહોંચશે—પહોંચશે જ.

પોસ્ટ બોક્ષ નં. ૪૯૭
મુંબઈ : ૧

લઘુતમ
**લાલન**

## નવકાર-નમસ્કાર[1]

**नमो अरिहंताणं,**
**नमो सिद्धाणं,**
**नमो आयरियाणं,**
**नमो उवज्झायाणं,**
**नमो लोए सव्वसाहूणं**

નમસ્કાર હો શ્રી અરિહંતોને,
નમસ્કાર હો શ્રી સિદ્ધોને,
નમસ્કાર હો શ્રી આચાર્યોને,
નમસ્કાર હો શ્રી ઉપાધ્યાયોને,
નમસ્કાર હો લોકમાં રહેલા સર્વ સાધુઓને.

**एसो पंचनमुक्कारो, सव्वपावप्पणासणो**
**मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं ॥**

આ પાંચેને કરેલો નમસ્કાર, સર્વ પાપનો સર્વથા નાશ કરનાર છે; અને તે સર્વ મંગલોમાં પહેલું [ ભાવ ] મંગળ છે.

---

૧. આ અને બીજાં સૂત્રોનાં ગુજરાતી કાવ્યાનુવાદ માટે જુઓ પૃષ્ઠ ૬૭-૭૨.

૨

## પંચિન્દિય-ગુરુગુણ સ્મરણ

**पंचिंदिअ-संवरणो,**
**तह नवविह-बंभचेर-गुत्तिधरो ।**
**चउविह-कसाय-मुक्को,**
**इअ अट्ठारस-गुणेहिं संजुत्तो ॥१॥**

પાંચ ઇંદ્રિયના વિષયને રોકનાર,
તથા નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર
ચાર પ્રકારના કષાયોથી મુક્ત,
આ [ ઉપર કહેલા ] અઢાર ગુણોથી સંયુક્ત. [૧]

**पंचमहव्वयजुत्तो,**
**पंचविहायारपालणसमत्थो ।**
**पंचसमिओ तिगुत्तो,**
**छत्तीसगुणो गुरु मज्झ ॥२॥**

પાંચ મહાવ્રતથી યુક્ત,
પાંચ પ્રકારના આચાર પાળવાને સમર્થ;
પાંચ સમિતિવાળા [અને] ત્રણ ગુપ્તિવાળા,
[એ રીતે] છત્રીશ ગુણવાળા મારા ગુરુ છે. [૨]

૩

## ખમાસમણ-પ્રણિપાત સૂત્ર

**इच्छामि खमासमणो !**
**वंदिउं जावणिज्जाए निसीहिआए,**
**मत्थएण वंदामि ॥**

હે ક્ષમાશ્રમણ! પાપ-વ્યાપારથી નિવૃત્ત થયેલ મારાં શરીરવડે [આપને] યથાશક્તિ વાંદવાને ઇચ્છું છું, [અને] મસ્તકવડે વાંદું છું.

# ૪

# ઇરિયાવહિયં સૂત્ર-ઇર્યાપથિકી

## [ પ્રાયશ્ચિત્ત ]

**इच्छाकारेण संदिसह भगवन् !**
**इरियावहियं; पडिक्कमामि ? इच्छं ॥ १ ॥**

હે ભગવન્ ! ઇચ્છાપૂર્વક આજ્ઞા આપો તો ઇર્યાપથિકી ક્રિયાને પ્રતિક્રમું. [ગુરુ અથવા વડીલ તે વખતે આજ્ઞા આપે કે પ્રતિક્રમો. પછી સાધુ અથવા શ્રાવક કહે કે,] આજ્ઞા પ્રમાણ છે. [૧]

**इच्छामि पडिक्कमिउं; इरियावहियाए, विराहणाए ॥२॥**

જતાં આવતાં માર્ગમાં કે સાધુ-શ્રાવકના ધર્મ-આચાર પાળવામાં જે [જીવની] વિરાધના થઈ હોય તે પાપ થકી નિવર્તવાને ઇચ્છું છું. [૨]

[જેમકે—]

**गमणागमणे ॥ ३ ॥**

એક સ્થાનકેથી બીજે સ્થાનકે જતાં આવતાં, [૩]

**पाणक्कमणे बीयक्कमणे, हरियक्कमणे,**
**ओसा-उत्तिंग-पणग-दग-मट्टी-मक्कडासंताणा-**
**संकमणे ॥ ४ ॥**

જીવોને પગે કરી ચાંપવાથી [જીવ એટલે બેઇન્દ્રિય, તેઇન્દ્રિય તથા ચઉરિન્દ્રિય], બીજને ચાંપવાથી [બીજ એટલે જે વાવવાથી ઊગી નીકળે તેવાં બીજ], લીલી વનસ્પતિ ચાંપવાથી [વનસ્પતિ-કાય], આકાશમાંથી પડતા ઠારને [સૂક્ષ્મ અપકાય], કીડીનાં દરને —નાગરાને, પાંચ વર્ણની સેવાળને, સચિત્ત પાણીને [અપકાય], સચિત્ત માટીને [પૃથ્વીકાય], કરોળિયાવાળી જાળને ચાંપવાથી—મસળવાથી; [૪]

**जे मे जीवा विराहिया ॥ ५ ॥**

જે જીવોની મેં વિરાધના કરી હોય, અર્થાત્ જે જીવોને મેં પીડા ઉપજાવી હોય, [૫]

[ ટૂંકમાં— ]

**एगिंदिया, बेइंदिया, तेइंदिया,**
**चउरिंदिया, पंचिंदिया ॥ ६ ॥**

એક ઇન્દ્રિયવાળા [ પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય ], બે ઇન્દ્રિયવાળા [ કૃમિ, શંખ, અળસિયાં વગેરે ], ત્રણ ઇન્દ્રિયવાળા [ જૂ, માકડ, કીડી વગેરે ], ચાર ઇન્દ્રિયવાળા [ વીંછી, ચાંચડ, ભમરી, તીડ વગેરે ], અને પાંચ ઇન્દ્રિયવાળા [ નારકી; તિર્યંચ—જલચર, સ્થળચર અને ખેચર; મનુષ્ય અને દેવ ], [૬]

[ આ પાંચે ઇન્દ્રિયવાળા જીવોમાંથી કોઈ પણ જીવને મેં વિરાધ્યો હોય–દુઃખ ઉપજાવ્યું હોય.],

[ કેવી રીતે ?— ]

**अभिहया, वत्तिया, लेसिया,**
**संघाइया, संघट्टिया, परियाविया,**
**किलामिया, उद्दविया,**
**ठाणाओ ठाणं संकामिया, जीवियाओ ववरोविया,**
**तस्स मिच्छा मि दुक्कडं ॥ ७ ॥**

સામા આવતાં પગે કરી હણ્યાં હોય, ધૂળમાં કે કાદવમાં ઢાંક્યાં હોય, જમીન સાથે મસળ્યાં હોય, માંહોમાંહે એક બીજાના શરીરને મેળવ્યાં હોય, સ્પર્શ કરીને દુભવ્યાં હોય, દુઃખ દીધાં હોય, મરણ-તોલ કર્યાં હોય, ત્રાસ ઉપજાવ્યો હોય, એક સ્થાનથી બીજા સ્થાને મૂક્યાં હોય, પ્રાણરહિત કરી નાખ્યાં હોય, તે સંબંધી મને પાપ લાગ્યું હોય તે પાપ મિથ્યા થાઓ. [૭]

## ૫

## તસ્સ ઉત્તરી-ઉન્માર્ગકરણ

**तस्स उत्तरीकरणेणं,**
**पायच्छित्तकरणेणं,**
**विसोहीकरणेणं,**
**विसल्लीकरणेणं**
**पावाणं कम्माणं, निग्घायणट्ठाए,**
**ठामि काउस्सग्गं ॥ १ ॥**

તેની [આત્માની] વિશેષ શુદ્ધિ કરવાને,
[ ગુરુ પાસે ] પ્રાયશ્ચિત્ત કરવાને,
[ આત્માની ] વિશેષ શુદ્ધિ કરવાને,
[ આત્માને ] શલ્યરહિત કરવાને,
પાપ કર્મોનો નાશ કરવાને,
હું કાય-વ્યાપારનો ત્યાગ કરું છું.
[ આત્મવિકાસ આદરવા માટે કાયોત્સર્ગ કરું છું.]

## ૬

## અન્નત્થ-કાયોત્સર્ગના આગાર

**अन्नत्थ ऊससिएणं,**
**नीससिएणं,**
**खासिएणं, छीएणं, जंभाइएणं, उड्डुएणं,**
**वायनिसग्गेणं, भमलीए, पित्तमुच्छाए ॥ १ ॥**

[ જે બાર આગારો હવે કહેવામાં આવે છે તે વર્જીને ] બીજે સ્થાનકે [કાય-વ્યાપારનો ત્યાગ કરું છું.] [એ બાર આગારોનાં નામ] ઊંચો શ્વાસ લેવાથી, નીચો શ્વાસ મૂકવાથી, ઉધરસ આવવાથી, છીંક

આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, વાછૂટ થવાથી, ચકરી આવવાથી, પિત્તના પ્રકોપવડે મૂર્છા આવવાથી; [૧]

**सुहुमेहिं अंगसंचालेहिं,**
**सुहुमेहिं खेलसंचालेहिं,**
**सुहुमेहिं दिट्ठिसंचालेहिं ॥ २ ॥**

શરીરનો સૂક્ષ્મ [પણ] સંચાર-હલનચલન થવાથી,
સૂક્ષ્મ રીતે થૂંક અથવા કફ ગળવાથી,
દૃષ્ટિના સૂક્ષ્મ સંચારથી, [૨]

**एवमाइएहिं आगारेहिं,**
**अभग्गो, अविराहिओ,**
**हुज्ज मे काउसग्गो ॥ ३ ॥**

[પૂર્વે કહેલ બાર આગાર તથા બીજા ચાર અગ્નિ સર્પાદિકના* ઉપદ્રવ પ્રસંગે છૂટ રાખીને] આ આગારોથી મારો કાયોત્સર્ગ અખંડિત અને અવિરાધિત હોજો. [૩]

[ક્યાંસુધી ?—]

**जाव अरिहंताणं, भगवंताणं,**
**नमुक्कारेणं न पारेमि ॥ ४ ॥**

જ્યાંસુધી અરિહંત ભગવાનને [પ્રકટ] નમસ્કાર કરી [કાયોત્સર્ગ] ન પારું, [૪]

**ताव कायं, ठाणेणं, मोणेणं, झाणेणं,**
**अप्पाणं वोसिरामि ॥ ५ ॥**

ત્યાંસુધી શરીરને એક સ્થાને સ્થિર કરીને, મૌન રાખીને, ધર્મધ્યાનને વિષે એકાગ્રતા કરીને મારી કાયાને [પાપ વ્યાપાર થકી] વોસિરાવું છું—અલગ કરું છું. [૫]

---

*૧ અગ્નિના ઉપદ્રવથી, ૨ પંચેન્દ્રિય જીવનું છેદન-ભેદન થતું હોય તેથી, ૩ ચોરની ધાડ કે રાજાદિકના ભયથી, અને ૪ સિંહ કે સર્પાદિક ઝેરી પ્રાણીઓના ભયથી બીજે સ્થળે જવું પડે તે.

## ૭

# લોગસ્સ-નામસ્તવ-ચતુર્વિંશતિ સ્તવ

**लोगस्स उज्जोअगरे,**
**धम्मतित्थयरे जिणे ।**
**अरिहंते कित्तइस्सं**
**चउवीसं पि केवली ॥ १ ॥**

[સકળ] લોકના ઉદ્યોત-પ્રકાશ કરનારા, ધર્મ તીર્થના સ્થાપનારા, [ રાગદ્વેષને ] જીતનારા, [ કર્મરૂપી ] શત્રુનો નાશ કરનારા, [અને] કેવળજ્ઞાની [એવા] ચોવીસે તીર્થંકરો અને અન્ય તીર્થંકરો કેવળી ભગવંતોનું હું કીર્તન-સ્તુતિ-સ્તવના કરીશ. [૧]

**उसभमजिअं च वंदे,**
**संभवमभिणंदणं च सुमइं च ।**
**पउमप्पहं सुपासं,**
**जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥**

[શ્રી] ઋષભદેવ તથા અજિતનાથને હું વાંદું છું. સંભવનાથ, અભિનંદન તથા સુમતિનાથને, તેમજ પદ્મપ્રભુ, સુપાર્શ્વનાથ અને રાગદ્વેષના જિતનાર ચંદ્રપ્રભુને પણ હું વાંદું છું. [૨]

**सुविहिं च पुप्फदंतं**
**सीअल-सिज्जंस-वासुपुज्जं च ।**
**विमलमणंतं च जिणं,**
**धम्मं संतिं च वंदामि ॥ ३ ॥**

[શ્રી] સુવિધિનાથ-પુષ્પદંતને, શીતલનાથને, શ્રેયાંસનાથને તથા વાસુપૂજ્યને, વિમળનાથને, રાગદ્વેષના જિતનાર અનંતનાથને, ધર્મ-નાથને તેમજ શાંતિનાથને હું વાંદું છું. [૩]

**कुंथुं अरं च मल्लिं,**
**वंदे मुणिसुव्वयं नमिजिणं च ।**

**वंदामि रिट्ठनेमिं,**

**पासं तह वद्धमाणं च ॥ ४ ॥**

[શ્રી] કુંથુનાથને, અરનાથને, અને મલ્લિનાથ, મુનિસુવ્રત અને રાગદ્વેષને જિતનારા નમિનાથને હું વાંદું છું. અરિષ્ટનેમિને, પાર્શ્વ-નાથને અને વર્ધમાન પ્રભુને હું વાંદું છું. [૪]

**एवं मए अभिथुआ,**

**विहुयरयमला पहीणजरमरणा ।**

**चउवीसं पि जिणवरा,**

**तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥**

એ પ્રકારે મેં [નામપૂર્વક] સ્તવ્યા. જેમણે [કર્મરૂપ] રજ તથા મળને ટાળ્યાં છે, જરા અને મરણનો જેમણે ક્ષય કર્યો છે એવા ચોવીસે તીર્થંકરો અને બીજા કેવળજ્ઞાનીઓ મારા ઉપર પ્રસન્ન થાઓ. [૫]

**कित्तियवंदियमहिया,**

**जे ए लोगस्स उत्तमा सिद्धा ।**

**आरुग्गबोहिलाभं,**

**समाहिवरमुत्तमं दिंतु ॥ ६ ॥**

જેમને ઇંદ્રાદિકે સ્તવ્યા છે, વાંદ્યા છે, પૂજ્યા છે; જેઓ લોકને વિષે ઉત્તમ સિદ્ધ [ભગવાન] થયા છે, તેઓ [મને] આરોગ્ય, સમ્યગ્દર્શનનો લાભ તથા ઉત્તમ સમાધિનું વરદાન આપો. [૬]

**चंदेसु निम्मलयरा,**

**आइच्चेसु अहियं पयासयरा ।**

**सागरवरगंभीरा,**

**सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥**

[અનેક] ચંદ્રોથી પણ અતિ નિર્મળ, [અનેક] સૂર્યોથી પણ અધિક પ્રકાશના કરનારા, સ્વયંભૂરમણ મહાસાગર જેવા ગંભીર,[એવા] સિદ્ધ થયેલા [પરમાત્માઓ] મને મોક્ષ–મુક્તિ દેખાડો–અર્પો. [૭]

## ૮

## કરેમિભંતે-સામાયિક

**करेमि भंते ! सामाइयं,**
**सावज्जं जोगं पच्चक्खामि ।**
**जाव नियमं पज्जुवासामि ।**
**दुविहं, तिविहेणं ।**
**मणेणं, वायाए, कायेणं ।**
**न करेमि, न कारवेमि ।**
**तस्स भंते ! पडिक्कमामि, निंदामि, गरिहामि,**
**अप्पाणं वोसिरामि ॥ १ ॥**

હે ભગવન્! હું સામાયિક કરું છું. સર્વ પાપ વ્યાપારનો ત્યાગ કરું છું. જ્યાંસુધી નિયમમાં રહું ત્યાંસુધી બે કરણ [ કરવા અને કરાવવારૂપ], ત્રણ યોગથી-મન, વચન અને કાયાથી હું [સાવદ્ય યોગ] કરીશ નહિ અને કરાવીશ નહિ. [ અને આગળ જે પાપ કર્યું હોય તેને ] હે ભગવન્! હું પ્રતિક્રમું છું, [ આત્મસાક્ષીએ ] નીંદું છું અને [ ગુરુ સાક્ષીએ ] ગર્હું છું. [એ સાવદ્ય યોગ થકી મારા સદોષ આત્માને] વોસિરાવું છું.

## ૯

## સામાઇઅવયજુત્તો-સામાયિક પારવા માટે

**सामाइअवयजुत्तो,**
**जाव मणे होइ नियमसंजुत्तो ।**
**छिन्नइ असुहं कम्मं,**
**सामाइय जत्तिआ वारा ॥ १ ॥**

મનને કબજામાં રાખી જ્યાંસુધી અને જેટલી વખત સામાયિક

વ્રત લેવામાં આવે છે ત્યાંસુધી અને તેટલી વખત અશુભ કર્મ ક્ષપાયે જાય .છે.*

**सामाइअम्मि उ कए,**
**समणो इव सावओ हवइ जम्हा ।**
**पएण कारणेणं,**
**बहुसो सामाइअं कुज्जा ॥ २ ॥**

શ્રાવક સામાયિક વ્રત લેવાથી સાધુ સમાન ઉચ્ચ દશાને પ્રાપ્ત થાય છે એટલા માટે તેણે વારંવાર સામાયિક વ્રત આદરવું જોઈએ–કરવું જોઈએ.

**સામાયિક વિધિએ લીધું, વિધિએ પાર્યું, વિધિ કરતાં જે કાંઈ અવિધિ હુઓ હોય, તે સવિ મન, વચન કાયાએ કરી मिच्छा मि दुक्कडं ।**

સામાયિક વિધિએ લેતાં, વિધિએ પારતાં કે વિધિપૂર્વક કરતાં જે કાંઈ અવિધિ દોષ લાગ્યો હોય તે સર્વ મન, વચન કાયાથી મિથ્યા દુષ્કૃત થાઓ.

**દશ મનના, દશ વચનના, બાર કાયાના એવંકારે બત્રીશ દોષમાંહે જે કોઈ પાપ દોષ લાગ્યો હોય તે સર્વે મન, વચન કાયાએ કરી मिच्छा मि दुक्कडं ।**

દસ મનના, દસ વચનના અને બાર કાયાના એ પ્રમાણે બત્રીશ દોષમાંથી જે કોઈ દોષ સામાયિક વિધિપૂર્વક લેતાં, પારતાં કે કરતાં લાગ્યો હોય તે સર્વ—મન, વચન અને કાયાથી મિથ્યા દુષ્કૃત થાઓ.

* સારાંશ એ છે કે સામાયિકથી અશુભ કર્મનો નાશ થાય છે.

# મુહપત્તિના પચાસ બોલ[1]

સૂત્ર અર્થ તત્ત્વ કરી સદ્દહું. [ મુહપત્તિની બન્ને બાજુ જોતાં. ]

સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય પરિહરું. [ ડાબે હાથે ખંખેરતાં. ]

કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ પરિહરું. [જમણે હાથે ખંખેરતાં.]

સુદેવ, સુગુરુ, સુધર્મ, આદરું. [ ડાબી હથેળીમાં લઈ જતાં ]

કુદેવ, કુગુરુ, કુધર્મ, પરિહરું. [ ડાબી હથેળીથી દૂર કરતાં. ]

જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરું;
જ્ઞાનવિરાધના, દર્શનવિરાધના,
ચારિત્રવિરાધના, પરિહરું,
મનગુપ્તિ, વચનગુપ્તિ કાયગુપ્તિ, આદરું;
મનદંડ, વચનદંડ, કાયદંડ પરિહરું.
[ ડાબો હાથ સવળો પડિલેહતાં. ]

હાસ્ય, રતિ, અરતિ પરિહરું. [ ડાબો હાથ ઊંધો પડિલેહતાં.]

ભય, શોક, દુગંછા પરિહરું. [જમણો હાથ ઊંધો પડિલેહતાં.]

કૃષ્ણલેશ્યા, નીલલેશ્યા, કાપોતલેશ્યા પરિહરું [ મસ્તકે પડિલેહતાં.]

ઋદ્ધિગારવ, રસગારવ, સાતાગારવ પરિહરું. [ મુખે પડિલેહતાં.]

માયાશલ્ય, નિયાણશલ્ય, મિથ્યાત્વશલ્ય પરિહરું. [ હૃદયે પડિલેહતાં.]

ક્રોધ, માન પરિહરું, [ ડાબે પડખે પડિલેહતાં.]

માયા, લોભ પરિહરું. [જમણે પડખે પડિલેહતાં.]

પૃથ્વીકાય, અપકાય, તેઉકાયની જયણા કરું. [ ડાબે ઢીંચણે પડિલેહતાં.]

વાઉકાય,વનસ્પતિકાય, ત્રસકાયની રક્ષા કરું. [જમણે ઢીંચણે પડિલેહ તાં.]

---

**૧ સ્ત્રીઓને ૪૦ બોલ બોલવાના હોય છે. તેમણે મર્યાદાને માટે કપડાં પહેરવા પડે છે, તેથી તેમનાથી ત્રણ મસ્તકની, ત્રણ હૃદયની, બે ખભાની અને બે પડખાની પ્રતિલેખના થઈ શકે નહિ.**

# વિધિ

## સામાયિક લેવા માટે

[ શ્રાવક–શ્રાવિકાએ સામાયિક લીધા પહેલાં શુદ્ધ વસ્ત્ર પહેરી, બાજોઠ કે અન્ય ઊંચા સ્થાન ઉપર ધાર્મિક પુસ્તક મૂકી, તેનાથી બહુ દૂર નહિ તેમ જ બહુ પાસે નહિ અને જમીનને ચરવળા વડે પૂંજી, શુદ્ધ કરી, કટાસણું પાથરી, ચરવળો તથા મુહપત્તિ લઈ બેસવું.]

[ સ્થાપના સન્મુખ જમણો હાથ રાખી—]

નવકાર તથા પંચિન્દિય ચિન્તવવા.

ખમાસમણ દેવું.

ઇરિયાવહિયં, તસ્સ ઉત્તરી તથા અન્નત્થ સૂત્ર કહેવાં.

'ચંદેસુ નિમ્મલયરા' સુધી અથવા ચાર નવકારનો કાઉસગ્ગ કરવો.

પ્રગટ લોગસ્સ સૂત્ર કહેવું.

ખમાસમણ દઈ આજ્ઞા માગવી:

'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! મુહપત્તિ પડિલેહું ?' ઇચ્છં [આદેશ]

મુહપત્તિની પડિલેહના.

[ ઊભા થઈને ]

'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાહું ?' ઇચ્છં [આદેશ]

ખમાસમણ દઈ આજ્ઞા માગવી:

'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં?' ઇચ્છં. [આદેશ]
એક નવકારનું બે હાથ જોડીને સ્મરણ કરવું.

'ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી' [આદેશ]
કરેમિભંતે સૂત્ર [વડિલ પાસે, વડિલ ન હોય તો પોતે] કહેવું.
ખમાસમણ દઈ આજ્ઞા માગવીઃ
'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાહું?' ઇચ્છં. [આદેશ]
ખમાસમણ દઈ આજ્ઞા માગવીઃ
'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે ઠાઉં?' ઇચ્છં. [આદેશ]
[ બેસી જઈને ]
ખમાસમણ દઈ આજ્ઞા માગવીઃ
'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય સંદિસાહું?' ઇચ્છં. [આદેશ]
ખમાસમણ દઈ આજ્ઞા માગવીઃ
'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્? સજ્ઝાય કરું?' ઇચ્છં. [આદેશ]
ત્રણ નવકાર ગણવાં.

[ ૪૮ મિનિટ સુધી સ્વાધ્યાય—આત્મધ્યાન ]

# સામાયિક પારવા માટે

ખમાસમણ દેવું.

ઇરિયાવહિયં, તસ્સઉત્તરી અને અન્નત્થ સૂત્ર કહેવાં.

લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસગ્ગ કરવો.

પ્રગટ લોગસ્સ સૂત્ર કહેવું.

ખમાસમણ દઈ આજ્ઞા માગવી:

'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! મુહપત્તિ પડિલેહું?' ઇચ્છં. [આદેશ]

મુહપત્તિની પડિલેહના.

ખમાસમણ દઈ આજ્ઞા માગવી:

'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારું?' યથાશક્તિ. [આદેશ]

ખમાસમણ દઈ આજ્ઞા માગવી:

'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પાર્યું?' તહત્તિ. [આદેશ]

[જમણો હાથ ચરવળા ઉપર સ્થાપી—]

એક નવકાર ગણી સામાઇઅવયજુત્તો સૂત્ર કહેવું.

[જમણો હાથ સ્થાપના સામે સવળો રાખી—]

એક નવકાર ગણવો.

[ इति शम् ]

૧

## નવકાર–નમસ્કાર[1]

[ ગઝલ ]

સકલ મંગલ મહીં મંગલ પ્રથમ ગણું જેને,
પ્રભુ તે પંચ પરમેષ્ઠિ, નમું છું પ્રેમથી તેને. ૧
અરિહંતો જિનેશ્વર જે, જીતીને રાગદ્વેષોને,
વર્યા છે જ્ઞાન કેવળને, નમું છું પ્રેમથી તેને. ૨
બીજા છે સિદ્ધ પરમાત્મા, કરીને ભસ્મ પાપોને,
બિરાજે મુક્તિ પદમાં જે, નમું છું પ્રેમથી તેને. ૩
ધરી ચારિત્ર આચાર્યો, ધરાવે ભવ્ય જીવોને,
વિદારે કર્મના મળને, નમું છું પ્રેમથી તેને. ૪
ભણાવે જે ઉપાધ્યાયો, સકલ સિદ્ધાંત સમજીને,
રમે છે જ્ઞાનના દાને, નમું છું પ્રેમથી તેને. ૫
અખિલ લોકે મુનિરાજો, જગતના મોહ મારીને,
ગુંથાયા આત્મશુદ્ધિમાં, નમું છું પ્રેમથી તેને. ૬
અમારી આત્મશુદ્ધિનો, વહાલો મંત્ર બોલીને,
લેવાને અમર પદને, નમું છું પ્રેમથી તેને. ૭

---

૧. 'નવકાર', 'ઇરિયાવહિયં', ' 'તસ્સ ઉત્તરી', 'અન્નત્થ' અને 'લોગસ્સ' શ્રી. સુખલાલ જીવરાજ શાહના સૌજન્યથી 'મારા નિત્ય પાઠ'માંથી; અને 'પંચિન્દિય', 'ખમાસમણ', 'કરેમિભંતે સામાઇયં' અને 'સામાઇઅ-વય-જુત્તો' રા. મોહનલાલ દલીચંદ દેસાઈના સૌજન્યથી, 'શ્રી સામાયિક સૂત્ર'માંથી.

## ૨
## પંચિન્દિય–ગુરુગુણ સ્મરણ

[ આર્ય–ગાથા ]

પંચિદ્રિયના સંયમિ, ધારક નવવિધ બ્રહ્મચર્ય ગુપ્તિ,
ચાર કષાયથી મુક્ત, એ અષ્ટાદશ ગુણથી સંયુક્ત. ૧
પંચ મહાવ્રત યુક્ત, પંચવિધાચાર પાળવા શક્ત,
પંચ સમિતિ–ત્રિગુપ્તિ,–વાળા મુજ ગુરુ છત્તીસ ગુણયુક્ત. ૨

## ૩
## ખમાસમણ–પ્રણિપાત સૂત્ર

[ દોહરા ]

વંદન કરવા ઇચ્છું છું, શરીરે શક્તિ સહિત
ક્ષમાશ્રમણ ! હું આપને વાંદુ શીશ નમિત.

[ ગીતિ ]

અહો ક્ષમાશ્રમણશ્રી ! શક્તિ સહિત ને શરીરથી ઇચ્છું !
આપને વંદન કરવા, મસ્તકથી હું નમસ્કાર કરું છું.

## ૪
## ઇરિયાવહિયં સૂત્ર–ઇર્યાપથિકી

[ ઓધવજી સંદેશો કહેજો–એ રાહ ]

જીવદયાનું રક્ષણ કરવા આજ હું,
પાપ દોષથી માગું મુક્તિ નાથ જો;
હરતાં ફરતાં પંથ વળી કો કાપતાં,
કદી કર્યો મેં કોઈ જીવનો ઘાત જો. ૧
જતાં આવતાં કચર્યાં મેં કો જીવને,
કદી દબાયા મુજ થકી કો બીજ જો;

ઝાડ પાનને કચર્યાં આ રંકે વળી,
કહી બતાવું સઘળો પાપી પુંજ જો. ૨
પાંચ જાતની લીલ, ફૂલ ને પાણીને,
ક્ષાર તથા ઝાકળ કે કિડિયાર જો;
વળી કચર્યાં કો મંકોડા કે માટીને,
કે નિર્દોષી કરોળિયાની જાળ જો. ૩

પૃથ્વી પાણી અગ્નિ, વાયુ ઝાડ પાન,
એક ઇંદ્રિયના જીવો સૌ ગણાય જો;
બે ઇંદ્રિયના જીવ અસંખ્ય જાણવા,
કરમિયાં કે પોરા આદિ થાય જો. ૪

ત્રણ ઇંદ્રિયના જીવ જાણવા સહેલ છે,
કીડી મંકોડા માંકડ આદિ હોય જો;
માખી ભ્રમરા જેવાં બીજાં પ્રાણીઓ,
અસંખ્ય એવા ચાર ઇંદ્રિયના થાય જો. ૫

પશુ પંખી ને માનવ આદિ પ્રાણીઓ,
પંચ ઇંદ્રિયની પંક્તિમાં મુકાય જો;
ધસી આવતાં કો હણાયાં મુજથી,
ઢાંકચા ધૂળે કે મસળાયાં હોય જો. ૬

કે અથડાવી એક બીજાની સાથ મેં,
કે અડકીને તેને દીધાં દુઃખ જો;
પરિતાપ જો દીધા એવી રીતથી,
લૂંટી લીધું તેનું કિંચિત્ સુખ જો. ૭

કષ્ટો પામ્યાં એ પ્રકારે જીવ કો,
કે ત્રાસકો એને આપ્યા નાથ જો;
સુખસ્થાનથી દુઃખસ્થાનમાં લઈ ગયો,
પાપબંધ મેં બાંધ્યા આવી રીત જો. ૮

હિંસક કામો આ રીતે મુજથી થયાં,
નિષ્ફળ થાજો સઘળાં મારાં રાજ જો;
પશ્ચાત્તાપ કરું છું દિલમાં હું ઘણો,
ક્ષમા કરો એ માગું છું મહારાજ જો. ૯

૫

## તસ્સ ઉત્તરી-ઉન્માર્ગ કરણ

[ મનહર છંદ ]

આત્મારામ સાથે મારા આત્માને જોડવાને;
દેહ ભાન ભૂલી આજે કાઉસગ્ગ કરું છું.
આત્મતણી શુદ્ધિ માટે ધ્યાન ઉચ્ચ ધરવાને;
પ્રાયશ્ચિત્ત કરવાને કાઉસગ્ગ કરું છું.
માયા મોહ તજવાને, પાપ કર્મ ટાળવાને;
સ્થિર થઈ આત્મ સાથ કાઉસગ્ગ કરું છું.

૬

## અન્નત્થ-કાયોત્સર્ગના અનાગાર

[ મનહર છંદ ]

કાઉસગ્ગ કરવામાં દેહભાન હોય નહિ,
દેહભાન ભૂલવામાં ભૂલો ઘણી કરું છું.
ભૂલો કદી કરું નહિ, ભાવના એવી છે મારી,
થયેલ ભૂલોની મારી દીન ભાવે માગું છું.
શ્વાસ ઊંચો, શ્વાસ નીચો, ઉધરસ છીંક અને,
કાઉસગ્ગમાં બગાસું કદી મને આવે છે;
ઓડકાર, વાયુછૂટ, ચકરી ને ઊલટીથી
ગતિમાન મારા દેહ, આંખ કફ થાય છે.
કોઈ કોઈ વાર વળી અણધાર્યા કારણોથી;
કાયા કેરું હલન ચલન બહુ થાય છે,
આવા આવા આગારોથી અણધાર્યા કારણોથી;

ભાવવાળો કાઉસગ્ગ નહિ જેહ પામે છે.
રૂડી ભાવના ધારીને ક્ષમા માગી લાચારીથી
ધરવા સમાધિ હું તો ભાવથી બંધાઉં છું,
અરિહત ભગવંત, નવકાર મંત્ર રૂડો,
ગણું નહિ ત્યાંસુધી હું ભાવથી બંધાઉં છું.
ધ્યાનમાં તો મસ્ત બની એક સ્થાન સ્થિર થઈ;
અહિંસા ને મૌન ધારી મોહ ત્યાગ કરું છું.

## ૭

## લોગસ્સ–નામસ્તવ–ચતુર્વિંશતિસ્તવ

[ દોહરા ]

જ્ઞાન સૂર્યના જ્યોતથી, ભાવ પ્રદીપ્ત કરનાર;
ધર્મ તીર્થના સ્થાપકો, રાગ દ્વેષ હણનાર.
એવા અરિહત દેવને, તીર્થંકર સુખકાર;
ગાઉં ગુણ હું પ્રેમથી, લોગસ્સનો આ સાર,
ચોવીસ તીર્થંકર થયાં, આર્ય દેશની માંય;
લેતો રૂડાં નામ તે, ભાવથકી દિલમાંય,
દેવ ઋષભ, અજીત ને સંભવ અભિનંદન;
સુમતિ, પદ્મ, સુપાર્શ્વ, ને ચંદ્રગુણ અનંત.
સુવિધિ, પુષ્પદંત ને શિતળનાથ, શ્રેયાંસ;
વાસુ, વિમળ અનંત ને ધર્મનાથ ને શાંત.
કુંથુ, અર, મલ્લિનાથ ને, મુનિસુવ્રત મહાન;
નમિ, નેમિ, પ્રભુ પાર્શ્વ ને, વર્ધમાન ભગવાન.
એ રીતે ચોવીસની, સ્તુતિ કરૂં હું આજ;
કર્મતણા રજ મેલને, ટાળ્યા આપે રાજ.
કીધો છે પુરુષાર્થથી જરા મરણ સંહાર;
આત્મગુણ પ્રકટો બધા, મુજ ઉરમાં આ વાર.

વાણીથી ગુણવાનને, દેહ થકી વંદન;
નમન કરતો પ્રીતથી આપી અભિનંદન.
આપ આ સકળ લોકમાં, મુક્તિ પામ્યા શ્રેષ્ઠ;
માગું શુદ્ધ સમકિતને, માગું સમાધિ શ્રેષ્ઠ.
ચંદ્ર થકી નિર્મળ અને, સૂર્ય થકી ઉજ્જવળ;
જ્ઞાન પ્રકાશ્યું આપનું, હણી તિમિરનાં દળ.
સાગર કરતાં શ્રેષ્ઠ છે, ગંભીરતા નિઃશંક;
મુક્તિપદ મળજો મને એ જ માગું હું રંક.

૮

## કરેમિભંતે–સામાયિક

[ દોહરા ]

હે ભગવન્! સામાયિક, કરૂં રહું સમભાવ,
જે યોગો સાવદ્ય તે તણા કરૂં પચ્ચખ્ખાણ. ૧
જ્યાંસુધી આ નિયમે રહું, ત્યાં લગી સામાયિક યોગ,
કરૂં કરાવું નહિ કદી, મન વચન કાયા યોગ. ૨
એ એ ત્રણ પ્રકારથી, લઉં સામાયિક વ્રત,
હે ભગવન્! તે પાપથી પડિક્કમું-થઉં નિવૃત્ત. ૩
વળી તે પાપ તણી કરૂં, નિંદા ગર્હા દેવ!
આત્માને તેના થકી વોસરાવું હું દેવ. ૪

૯

## સામાઇઅવયજુત્તો–સામાયિક પારવા માટે

[ ગાથા ]

સામાયિક વ્રત યુક્ત, જ્યાં લગી રહીએ નિયમ સહિત મનથી,
કર્મ અશુભ કાપીએ, સામાયિક જેટલી વાર કરીએ. ૧
શ્રાવક સામાયિકમાં, શ્રમણ સમો જે કારણથી થાયે,
તે કારણથી બહુ બહુ સામાયિક છે તેણે કરવાની. ૨

**सामाइयं समइयं, समवाओ समास संखेवा ।**
**अणवज्जं य परिणो, पच्चक्खाणेय ते अट्ठा ॥**

સામાયિક [ સમભાવ ], સમયિક [ દયાભાવ ], સમવાદ [ રાગદ્વેષ રહિત યથાવસ્થિત વચન ], સમાસ [ થોડા અક્ષરમાં તત્ત્વજ્ઞાન ], સંક્ષેપ [ થોડા અક્ષરમાં સકળ શાસ્ત્રનો બોધ ], અનવદ્ય [ પાપ વગરનું આચરણ ], પરિજ્ઞા [ તત્ત્વનું જાણપણું ], અને પ્રત્યાખ્યાન [ નિષેધ કરેલી વસ્તુનો ત્યાગ ], એમ આઠ પ્રકારનાં સામાયિક છે.

દરેક પ્રકારનાં સામાયિક ઉપર તેનો વિશેષ બોધ થવાને માટે એક એક દૃષ્ટાંત નીચે પ્રમાણે છે.

**दमदंते मेअज्झे कालय पुत्था चिलाइपुत्ते य ॥**
**धम्मरुइ इला तेयली, सामाइय अट्ठ उदाहरणा ॥**

[ અનુક્રમે ] દમદંત રાજા, મેતાર્યમુનિ, કાલકાચાર્ય, ચિલાતી પુત્ર, લોકાચાર પંડિતો, ધર્મરુચિ સાધુ, ઈલાચીકુમાર અને તેયલીપુત્રના દૃષ્ટાંતોથી આ આઠે પ્રકારનાં સામાયિકો જાણવાં—દૃષ્ટાંતો જાણી લેવાં.

# ઉપોદ્‌ઘાત

## [ વિષમતા–સમતા[1] ]

**એક** વખત મહારાજા ગાયકવાડ જેવા નરેન્દ્રના દરબારમાં બે કારીગરો આવી ચડે છે. આવીને મહારાજા સન્મુખ ભેટ ધરે છે. મહારાજા તેમના સામું જોઈને પૂછે છે, કે તમે કોણ છો ?

તેઓ બન્ને ઉત્તર આપે છે, કે અમે કળાકાર છીએ.

મહારાજા ફરી વખત તેમનું નિરીક્ષણ કરી એકને પૂછે છે કે, તારું નામ શું ?

તેમાંનો એક ઉત્તર આપે છે કે, મારું નામ ચિત્રકાર.

મહારાજા બીજાને પૂછે છે કે, તારું નામ શું ?

બીજો જવાબ આપે છે કે, મહારાજ ! મારું નામ વિચિત્રકાર.

મહારાજા જરા વિચારમાં પડી ફરી વખત બંનેને પૂછે છે કે, તમારો ધંધો શું છે ?

ચિત્રકાર કહે છે કે, હું ચિત્રો કરું છું.

વિચિત્રકાર કહે છે કે, હું વિચિત્રો કરું છું.

રાજા આ સાંભળી આશ્ચર્યમાં ગરકાવ થાય છે. છેવટે ખૂબ જ વિચાર કરીને તેઓ આ બંનેને કહે છે કે, ચિત્રકાર ! જુઓ, મારો

---

૧ ‘ વિષમતા એ સંસાર છે, ને સમતા એ મોક્ષ છે. ’

આ લક્ષ્મીવિલાસ મહેલ. તેની એક દીવાલ તમને સોંપું છું. તેના ઉપર મનગમતાં ચિત્રો તમે તૈયાર કરો; અને વિચિત્રકાર તરફ ફરીને કહે છે કે, વિચિત્રકાર ! આ તેની સામેની જ બીજી દીવાલ તમને સોંપું છું. તેના ઉપર તમારું વિચિત્ર તૈયાર કર્યા કરો.

ચિત્રકાર તથા વિચિત્રકાર બંને મહારાજાની આજ્ઞા માન્ય કરી તેમને કહે છે કે, મહારાજા સાહેબ ! અમારું કામ ફક્ત ૪૮ મિનિટમાં પૂરું થઈ રહેશે; માટે અમારું કામ જોવાને આપ અવશ્ય તે વખતે પધારશો.

મહારાજા ગયા પછી ચિત્રકાર પોતાને સોંપેલી મોટી દીવાલ ઉપર સુંદર વનનો દેખાવ ચીતરવો શરૂ કરે છે. તેમાં નાના પ્રકારના વૃક્ષો જેવાં કે જાંબુનાં, આંબાનાં, દાડમનાં, જામફળીનાં, મોસંબીનાં ઇત્યાદિ અનેક જાતનાં વૃક્ષો, પર્વત, તેમાંથી નીકળતા પાણીના ઝરા, ઝરામાંથી થતી નદી, તળાવ અને સરોવર તેમજ રોઝ, હરણ વગેરે પશુઓ તથા આકાશમાં ઊડતાં પંખીઓ પણ ચીતરે છે.

આ પ્રમાણે જ્યારે ચિત્રકાર ચિત્ર ચીતરી રહ્યો છે, ત્યારે વિચિત્રકાર ભીંત ઉપરના ડાઘાડૂઘી કાઢી, ખાડા ટેકરાવાળી જમીનને બરાબર સરખી કરી હાથમાં એક કોડું લઈ પોતાનું વિચિત્ર કામ કરી રહ્યો છે.

૪૮ મિનિટ પછી મહારાજા સાહેબ, મહારાણી, યુવરાજ તેમના મુખ્ય અમાત્ય તથા આઠ હજૂરિયા આ બંનેનું કામ જોવા આવે છે.

પ્રથમ બધા ચિત્રકારનું કામ જુએ છે. મહારાજા તો વનનું ચિત્ર નિહાળી દિગ્મૂઢ બની જાય છે અને ભૂલથી આંબા ઉપરનું ફળ તોડવાનો યત્ન કરે છે. તે વખતે ચિત્રકાર તેમને હસીને કહે છે કે, મહારાજ ! આ વન નથી પણ વનનું ચિત્ર છે.

આ બધું જોઈ મહારાજા ચિત્રકાર ઉપર ખુશ થાય છે.

બીજી દીવાલ ઉપર વિચિત્રકારને કામ સોંપ્યું હતું. વચ્ચે પડદો હોવાથી એક બાજુથી તેઓ વિચિત્રકારનું કામ જોવા માટે જાય છે. ત્યાં વિચિત્રકાર પોતાના હાથમાં એક મોટું કોડું લઈ દીવાલને ઘસતો જોવામાં આવે છે. મહારાજાને જોઈ તે પોતાનું કામ બંધ કરે છે. કોડા વડે ઘસીઘસીને તેણે ભીંતને એવી બનાવી છે કે જાણે દર્પણ જ ના હોય! મહારાજા વગેરે દીવાલ જોઈને છક થાય છે. દરેકનું પ્રતિબિંબ સ્પષ્ટ રીતે દીવાલમાં દેખાય છે. મહારાજા તથા બીજાઓ આ પ્રતિબિંબ જોવામાં લીન છે ત્યારે વિચિત્રકાર બંને દીવાલો વચ્ચે રાખેલો પડદો ખસેડી નાખે છે. પડદો ખસતાંની વાર જ ચિત્રકારનું આખુંય વનનું ચિત્ર વિચિત્રકારની દીવાલ ઉપર પ્રતિબિંબિતરૂપે દૃશ્ય થાય છે.

રાજા તથા રાણી તેમજ બીજા આંબાના વૃક્ષ નીચે ઊભેલાં દેખાય છે. આ બધું જોઈ રાજા તથા રાણી વગેરે ખૂબ જ આશ્ચર્ય પામે છે.

આ પ્રમાણે ચિત્રકાર અને વિચિત્રકારની કળામાં જે ભેદ છે, તેજ ભેદ જગતના તમામ દર્શનોમાં અને તેના અધ્યાત્મવાદમાં છે.

અધ્યાત્મવાદનો પ્રતિનિધિ વિચિત્રકાર છે અને દર્શનોનો પ્રતિનિધિ ચિત્રકાર છે. દર્શન જે દીવાલ ઉપર કામ કરે છે તે મસ્તક છે[1] અને અધ્યાત્મ જે દીવાલ ઉપર કામ કરે છે તે હૃદય[2] છે.

જે જીવ ઉપર પ્રમાણે વિચિત્રકારની જેમ હૃદયરૂપી દીવાલ ઉપરથી કષાયરૂપ ખાડાટેકરાને સાફ કરી વિષમભાવરૂપી ડાઘાઓને દૂર કરી તેને સરખી કરે છે—સમભાવમાં લાવે છે તેને જેમ મહારાજા અને તેની સાથેના બીજા મનુષ્યોનાં પ્રતિબિંબો ભીંત ઉપર દેખાયાં

---

૧. બુદ્ધિ કે જ્ઞાન છે.

૨. સમભાવ કે શુદ્ધ પ્રેમ છે. દિલોજાની, સુહૃદત્વ-Intimacy છે.

જેમ તેને નિર્મળ હૃદયરૂપી દીવાલ ઉપર[1] આત્મદર્શન થશે, અને એ આત્મારૂપી મહારાજ બુદ્ધિરૂપી મહારાણીદ્વારા, જીવનરૂપી યુવરાજ-દ્વારા, મનરૂપી પ્રધાનદ્વારા, અને આઠ ઇન્દ્રિયોરૂપી હજૂરિયાદ્વારા પોતે અને પોતાનાં સાધનોમાં સ્થિર થઈ, પોતાનાંથી કરાતાં ચિત્રોમાં, જે ચિત્રકારની ભીંત ઉપર દેખાતાં હતાં તેમાં મોહ પામશે નહિ; પરંતુ સમતાભાવે ઉદયાધીન કર્મમાં અનાસક્ત રહી કર્મને ખપાવી અનંત ગુણાનંદવાળા મોક્ષને પ્રાપ્ત કરશે.

આત્મા પોતે સ્વગુણ બાગમાં જ કેવળ રમણ કરતો હોય ત્યારે, તેના પગ શુદ્ધ આત્માની ભક્તિભાવે પ્રદક્ષિણા કરતા, હસ્ત પૂજન કરતા, વાચા સ્તુતિ કરતી, મન શુકલધ્યાન ધરતું, જીવ સ્વગુણોની યોગ્યતા પ્રાપ્ત કરતો, બુદ્ધિ પતિવ્રતા સ્ત્રીની પેઠે તેની ચેતનારૂપી પ્રભા ફેલાવતી, અને ચેતન સ્વવીર્ય પ્રગટ કરતું માલૂમ પડશે.

---

૧. નિર્મળ હૃદયદર્પણરૂપી અરીસા ભુવનમાં.

# સમભાવ સામાયિક

## [ દમદંત મુનિ ]

હર્ષપુર નામના એક નગરમાં દમદંત નામનો એક ઘણો જ બળવાન રાજા રાજ્ય કરે છે. ચારે બાજુ તેની આણ વર્તે છે. એક વખત તે પોતાના પાડોશી મિત્ર જરાસંઘ રાજાને યુદ્ધમાં સહાય આપવાને જાય છે. જ્યારે તે આ પ્રમાણે પોતાની નગરીમાં ગેરહાજર છે ત્યારે હસ્તિનાપુરના રાજા પાંડવ કૌરવો હર્ષપુરને જીતી લે છે. દમદંત રાજા પાછા ફરતાં પોતાની નગરીને જિતાયેલી જોઈ પાંડવ કૌરવ[1] સાથે યુદ્ધ કરે છે અને તેમાં જીત મેળવી તેમને પોતાના નગરમાંથી હાંકી કાઢે છે.

ત્યાર પછી કેટલાક વર્ષો સુધી દમદંત રાજા પોતાના નગરમાં સુખે રાજ્ય કરે છે. વર્ષાઋતુની એક સંધ્યાકાળે તેઓ પોતાના મહેલના ઝરુખામાં બેઠા છે, ત્યારે તેમની નજર પશ્ચિમ દિશામાં અસ્ત થતા સૂર્ય તરફ જાય છે—પડે છે.

સંધ્યા બરોબર ખીલેલી છે. સુંદર રાતા અને સોનેરી રંગોથી આકાશ પથરાઈ રહ્યું છે. તે વખતે આકાશમાં નાના પ્રકારના ચિત્રવિચિત્ર વાદળાનાં ક્ષણે ક્ષણે પલટાતાં મનોહર રૂપો જોઈ તેઓ ખુશી થાય છે અને એકીટશે તેની સામે જોઈ રહે છે.

---

૧. રાગ અને દ્વેષ

એવામાં એટલા જોરથી પવન ફુંકાવા લાગે છે, કે આખુંય આકાશ તરત જ વિરૂપ થયેલા વાદળાંઓથી છવાઈ જાય છે.

આ પ્રમાણે પહેલા દેખાતાં મનોહર આકૃતિવાળા વાદળાંઓને આવા વિરૂપ વાદળાઓમાં ફેરવાયેલાં જોઈ દમદંત રાજા વિચાર ઉપર ચડે છે: ' જેવી રીતે આ દેખાતાં મનોહર વાદળાં ક્ષણમાં નાશ પામે છે, તેવી જ રીતે આ રાજ્ય, મહેલ, રિદ્ધિ, સિદ્ધિ, રાણી અને પુત્રો જે જે રમણીય પદાર્થો ઉપર નજર પડે છે તે શું ક્ષણમાં કાળરૂપ પવનના ઝપાટાથી નાશ પામશે? શું હું પણ એ કાળરૂપ પવનના ઝપાટાથી નાશ પામીશ? આવડું મોટું મારું રાજ્ય એ પણ નાશ પામશે?' આ પ્રમાણે વિનાશી વસ્તુનો વિચાર થતાં તેની દૃષ્ટિ અંતર તરફ વળે છે, અને તેને અંતરમાં રહેલ અવિનાશી આત્માની વીજળીના ચમકારાની જેમ ઝાંખી થાય છે. તેથી એ અવિનાશી આત્માનો પૂર્ણ અનુભવ લેવા પોતાનું રાજ્ય યુવરાજને સોંપી સંસાર છોડી શ્રી તીર્થંકર ભગવાને ઉપદેશેલી ભગવતી સામાયિકરૂપ દીક્ષા ગ્રહણ કરે છે, અને આત્મશોધનરૂપ સામાયિક કરતાં કરતાં, તથા વિહાર કરતાં કરતાં તેઓ હસ્તિનાપુરની ભાગોળે આવી પહોંચે છે. ત્યાં શહેરની બહાર કેટલેક અંતરે કાઉસગ્ગ ધ્યાને ઊભા રહે છે.

એવામાં ત્યાંથી પાંડવો ઘોડેસવાર થઈને પસાર થાય છે અને તેમની દૃષ્ટિ આ ધ્યાનસ્થ મુનિરાજ ઉપર પડે છે. ભાવિક હોવાથી તેઓ મુનિરાજની નજદીક આવે છે. એક ધ્યાનથી જોતાં તેમને જણાય છે કે પોતાના ઉપર વિજય મેળવનાર એ મહાબળવાન દમદંત રાજા છે. આથી તેઓ બહુ આશ્ચર્ય પામે છે.

' ક્યાં એમની રાજ્યરિદ્ધિ અને ક્યાં આ મુનિપણું ! ' એમ વિચાર કરતાં પૂજ્ય બુદ્ધિથી તેમની ત્રણ પ્રદક્ષિણા કરી, ભક્તિભાવે સ્તુતિ કરી પોતાના બગીચા તરફ જાય છે,

થોડી વાર પછી ત્યાંથી કૌરવો ઘોડેસવાર થઈને પસાર થાય છે.

તેમની દૃષ્ટિ પણ આ ધ્યાનસ્થ મુનિરાજ ઉપર પડે છે. બારીકાઈથી તપાસ કરતાં તેમને જણાય છે કે, આ મુનિરાજ તે પોતાને પૂર્વે હરાવનાર દમદંત રાજા જ છે. આથી તેમનામાં વૈરભાવ પ્રગટે છે અને તેમના તરફ ઇંટો, બિજોરાં [ફળ], પથ્થર ઇત્યાદિ ફેંકી તેમની આસપાસ એક મોટો ઢગલો બનાવી દે છે, જેથી મુનિરાજ દેખાતા પણ નથી,

મુનિરાજ તો આ ઉપસર્ગને શાંત ભાવે સહન કરી આત્મ-ચિંતનમાં ધ્યાનસ્થ ઊભા છે.

બગીચા તરફથી પાછા વળતાં, પાંડવો ત્યાંથી નીકળે છે. તેઓ મુનિરાજને જોતા નથી પણ ત્યાં જ એક ઇંટનો ઢગલો જુએ છે તેથી થોડેક દૂર બેઠેલા ગોવાળને પૂછતાં જણાય છે કે, પોતાના ભાઈ કૌરવોએ મુનિરાજની આ સ્થિતિ કરેલી છે, તેથી તરત જ મુનિરાજ પાસે આવી ઈંટ, બિજોરાં વગેરે દૂર કરી મુનિરાજને આશાતના થયેલી જોઈ અત્યંત ખેદ પામી પુનઃ પુનઃ વંદન કરી પોતાના નગર ભણી વિદાય થાય છે.

દમદંત મુનિ તો પોતાના ધ્યાનમાં જ ઊભા છે. તેઓને નથી થતો પાંડવો ઉપર રાગ કે નથી થતો કૌરવો ઉપર દ્વેષ. તેઓ તો વિચાર કરે છે કે પાંડવોએ જે વંદન કર્યું–પૂજન કર્યું, તે વંદન–પૂજન મારું નથી થયું, પરંતુ મારા યશનામકર્મનું ફળ મને મળ્યું છે. કૌરવોએ જે નિર્ભર્ત્સના કરી તે મારી નથી થઈ, પરંતુ મારા અપયશનામકર્મનું ફળ મને મળ્યું છે. મારા શુભ કર્મને દેખાડી તેમાંથી નિવૃત્ત કરાવનાર પાંડવો મારા ઉપકારી છે, અને મારા અશુભ કર્મને દેખાડી તેને દૂર કરાવનાર કૌરવો પણ મારા ઉપકારી છે. આમ શુભાશુભ કર્મમાંથી નિવૃત્તિ કરાવવામાં સહાયરૂપ પાંડવ કૌરવોને ધન્ય છે.

આ વિચાર શ્રેણીએ ચડતાં, રાગદ્વેષ ઉપર જય મેળવતાં, સમભાવે રહેતાં, શુભાશુભ કર્મનો ક્ષય કરી ક્ષીણમોહી થઈ તેઓ કેવળજ્ઞાનરૂપ આત્મપૂર્ણતાને પામે છે.[૧]

---

૧ જુઓ પરિશિષ્ટ ૧

# સમયિક સામાયિક

## [ મેતાર્ય મુનિવર ]

**રાજગૃહી** નગરીમાં એક સોની રહેતો હતો. એટલો એ કુશલ કારીગર હતો કે શ્રેણિક રાજાને કોઈ દરદાગીનો ઘડાવવો હોય તો તે તેની પાસેજ ઘડાવતો. સોની જિનેશ્વરનો ભક્ત હતો, આથી શ્રેણિક રાજા જિનેશ્વરની પૂજા માટે સોનાના એકસો આઠ જવ ઘડવાનું પણ તેનેજ સોંપતા અને તે કાળજીપૂર્વક તે કામ કરતો.

એક દિવસ સોની જવ ઘડી રહ્યો હતો એટલામાં એક મુનિવરને પોતાના ઘર તરફ ગોચરીએ આવતા નિહાળ્યા. જવ ઘડાઈને તૈયાર થઈ રહેવા આવ્યા હતા, એટલે તેને એક બાજુ મૂકી, ઊઠીને, મુનિરાજને સત્કારવા તે દ્વાર પર જઈ ઊભો.

'ધર્મલાભ' કહીને મુનિરાજ તેના બારણામાં પ્રવેશ્યા. સુખવૈભવનો ત્યાગ કરી પોતાને ત્યાં વહોરવા આવનાર ત્યાગી ઉપર—મુનિરાજ પર સોનીને ભાવ ઉત્પન્ન થયો અને તેથી તેમને ભક્તિપૂર્વક વંદના કરી પોતાને ત્યાંની તૈયાર આહાર સામગ્રી હર્ષપૂર્વક તેમને વહોરાવી.

મુનિરાજ આહાર લઈ પાછા વળ્યા, એટલે તેમના વૈરાગ્યને ધન્યવાદ આપતો સોની દુકાનમાં પાછો વળ્યો, અને જ્યાં બેસવા જાય છે કે તરતજ તેની નજર પોતે ઘડીને મૂકેલા જવ તરફ ગઈ.

ત્યાં તેણે એકે જવ ન જોયો. 'જવ બધા ક્યાં ગયા ?' એમ વિચારતાં વિચારતાં ચારે બાજુ તે જોઈ વળ્યો. 'આડાઅવળા તો કયાંય નથી મુકાયા ને!' એમ વિચારી ફરી વખત આખી દુકાન ફેંદી વળ્યો પણ કયાંય જવ જણાયા નહિ.

'ત્યારે જવ બધા ગયા કયાં? હજુ મુનિરાજને વહોરાવીને આવું છું એટલી જ વારમાં કોણ ઉપાડી ગયું? બીજું તો કોઈ આવ્યું નથી ત્યારે પછી જાય કયાં?' આમ વિચાર કરતાં કરતાં ધીમે ધીમે તેની વિચારશક્તિ બૂઠી બની. તે બોલ્યો: 'જરૂર! સોનું દેખી મુનિવર ચળ્યા! એ વૈરાગી તો કોઈ પાખંડી જ હોવો જોઈએ. એણે જ મારા જવ લીધા લાગે છે.' ક્રોધમાં ને ક્રોધમાં જે મુનિરાજ માટે થોડી વાર પહેલાં પોતાના હૃદયમાં માન ઉત્પન્ન થયું હતું તેને માટે ક્રોધ ઉત્પન્ન થતાં વહેમ આણ્યો, અને તેની પાસેથી ગમે તે ઉપાયે જવ પાછા લેવાનો નિશ્ચય કર્યો.

એટલામાં મુનિરાજ પાસેના ઘરમાંથી વહોરીને પાછા ફર્યા. સોનીએ તેમને જોતાં જ દુકાન પાસે બોલાવ્યા અને તેમની પાસે જવની માગણી કરી અઘટિત શબ્દો કહેવા લાગ્યો. મુનિરાજ પરિસ્થિતિ તરત સમજી ગયા અને એક પણ શબ્દ બોલ્યા વગર—જવાબ આપ્યા વગર શાંત ઊભા રહ્યા.

સોનીને ઊલટો આથી વધારે ક્રોધ ચડવા લાગ્યો. તેણે માની લીધું કે મારા જવની ચોરી આ મુનિએ જ કરી લાગે છે, પરન્તુ તેમને તે આટલું આટલું કહેતો હતો છતા તેઓ તો કાંઈ જવાબ જ નહોતા આપતા. આથી તેમની પાસેથી જવ કઢાવવા માટે તેમને શિક્ષા કરવાનો તેને વિચાર સૂઝયો.

થોડી વારમાં તો તેને એક ભયંકર વિચાર સૂઝી આવ્યો અને તેને અમલમાં પણ મૂકી દીધો. મુનિને તેણે સૂર્યના પ્રખર તાપમાં ઊભા રાખ્યા અને માથા ઉપર લીલી કસકસતી વાધર બાંધી દીધી. પગ તદ્દન ઉઘાડા

એટલે અસહ્ય તાપથી ફોલ્લા ઊઠવાની તૈયારી થવા લાગી અને લીલી વાધર ગરમીને લીધે તંગ થવા લાગી; જેમ જેમ વાધર તંગ થતી ગઈ તેમ તેમ મુનિરાજનું મસ્તક વધારે ને વધારે ભિંસાવા લાગ્યું.

મુનિરાજ આ પ્રાણાંત અસહ્ય વેદના સખત તાપમાં શાંતિથી સમભાવે સહન કરી રહ્યા અને સામે ઠંડા છાંયે દુકાનમાં બેસી અંદરથી તપ્ત થયેલ સોની 'જવ લીધા છે, તે આ પાછા લે' એવા મુનિરાજના જવાબની રાહ જોઈ રહ્યો.

× × ×

આ મુનિરાજનું નામ મેતારજ, પૂર્વભવમાં તેઓ શ્રાવસ્તિ નગરીમાં યજ્ઞદત્ત નામના બ્રાહ્મણ હતા. સંસારના માયિક વૈભવ પરથી મોહ છૂટી જતાં ભાગવતી દીક્ષા ગ્રહણ કરી, પરન્તુ એ ભાગવતી દીક્ષામાં સમભાવ એ પ્રધાન તત્ત્વ છે એવું સમજવા છતાં કુળમદ તે વખતે તજી ન શકાયો, એટલે ત્યાંથી દેવગતિમાં જઈ કુળમદને લીધે આ ભવે તેમને મેતરને ત્યાં—હરિજનને ત્યાં—નીચ ગણાતા કુળમાં જન્મ લેવો પડયો. પૂર્વભવના સંયમના પ્રતાપે—પૂણ્યના પ્રબળ બળે તે જ ગામમાં ધનદત્ત નામના શ્રેષ્ઠીને ત્યાં તેની સ્ત્રીને તે જ વખતે પુત્રી અવતરવાથી, તેમને પુત્ર ન હોવાથી એ જન્મેલ પુત્રીને મેતાર્યના બાપને સોંપી અને તેના બદલામાં મેતાર્યને લીધો. ત્યારથી આ મેતાર્ય એ શેઠનો પુત્ર છે એમ ચારે બાજુ ગણાયું.

મગધરાજ શ્રેણિકે પોતાની એક પુત્રી મેતાર્યને આપી, અને તેનો લગ્નોત્સવ કેટલાક દિવસ સુધી આખા શહેરમાં ઉજવાયો. એક દિવસ સંધ્યાકાળે હમેશના નિયમ પ્રમાણે ધનદત્ત શેઠની હવેલી પાસે નાટારંગો થતા હતા ત્યારે તે જોવાને નગરજનો સાથે મેતાર્યની ખરી માતા પણ આવી પહોંચી.

મેતારજ અને સર્વ આનંદમાં લીન થયા હતા તે વખતે જ મેતારજ તરફના પુત્રના વાત્સલ્યભાવે તેની ખરી માતાની છાતીમાંથી વાત્સલ્યભાવ સૂચવતી દૂધની ધારાઓ છૂટી. માતા સિવાય આટલો સ્નેહ

બીજા કોઈનો ન હોય એમ સૌને લાગ્યું અને આ મેતારજ તે આ બાઈનો જ પુત્ર હોવો જોઈએ એમ સર્વને ખાત્રી થઈ.

ભાગ્યોદયે વિહાર કરતાં કરતાં શ્રમણ ભગવાન મહાવીર સ્વામી એ નગરમાં આવી પહોંચ્યા. ધનદત્ત શેઠના પુત્રે ત્રિકાળજ્ઞાની ભગવાન પાસે જઈ આ વાત પૂછી ત્યારે ભગવંતે તેનો પૂર્વભવ અથથી ઇતિ સુધી કહી સંભળાવ્યો. ભગવાનના મુખેથી પોતાનો પૂર્વભવ સાંભળતા જ મેતારજને જાતિસ્મરણ–જ્ઞાન ઉત્પન્ન થયું અને પૂર્વભવમાં કુલાભિમાન કરવા બદલ પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે વિચારવા લાગ્યો:

**नाहं नारकी नाम, न तिर्यक् नापि मानुषः ।**
**न देवः किन्तु शुद्धात्मा सर्वोऽयं कर्मविभ्रमः ॥**

'હું નારકી નથી, તિર્યંચ નથી, મનુષ્ય નથી અને દેવ પણ નથી, કારણકે એ તો બધા કર્મ પુદ્‌ગલનાં વિભ્રમો છે. મોહને લીધે જ હું મનુષ્ય છું, બ્રાહ્મણ છું, એવી ભ્રમણાઓ થાય છે. વસ્તુતઃ હું પોતે ચારે ગતિનો સાક્ષીરૂપ છું. નિશ્ચયથી તો હું શુદ્ધાત્મ સ્વરૂપ છું.'

આવી વિચારણાથી તરતજ તેણે માતપિતાની અનુજ્ઞા લઈ ચારિત્ર્ય ગ્રહણ કર્યું અને થોડા જ વખતમાં મેતાર્ય મુનિવરના નામે પ્રસિદ્ધ થયા.

અનુક્રમે વિહાર કરતા કરતા તેઓ રાજગૃહીમાં આવી પહોંચ્યા અને ઉપર કહેલ સોનીને ત્યાં ગોચરીએ ગયા.

× × ×

સોની જવાબની રાહ જોતો બેઠો હતો. મુનિરાજ અસહ્ય તાપને ઉઘાડે પગે સહન કરી રહ્યા હતા. મસ્તક ફાટી જતું હતું. છતાં સોની ઉપર ક્ષમા અને દયાની ધારા વરસાવી રહ્યા હતા, અને વિચારતા હતાઃ 'આ સોની બિચારો અજ્ઞાની માણસ છે. અત્યારે તે ક્રોધની ભઠ્ઠીમાં સળગી રહ્યો છે. 'જવ લઉં કે જવ લેનારને

મારું ' એવો એણે નિશ્ચય કરેલો છે; માટે જો હું એટલું જ કહીશ, કે તારા સોનાના જવ ખાવાના જવ ધારીને આ ઘરના મોભ પર બેઠેલ ક્રૌંચ પક્ષી ચણી ગયું છે તો આ સોની તરત તેને પકડી મારી નાખ્યા સિવાય રહેવાનો નથી અને આ તિર્યંચ પક્ષી જેના આત્માની સાથે મારે સમભાવ [ સામાયિક ] છે, તેને જો તે મારી નાખે તો તેનો જીવ મરણવેદનાથી રૌદ્રધ્યાન કરી હજુ પણ નીચતર ગતિમાં જાય; એટલે એકને બદલે ત્રણે પાપના ભાગીદાર થઈએ. એ કરતાં તો મારે જ સમભાવમાં રહી આ પ્રાણાંત કષ્ટ સહન કરી લેવું યોગ્ય છે.' પોતાનું માથું ફાટવાની અણી પર છે—પોતાનો જીવ હમણાં જ જશે એમ જાણે છે છતાં મેતારજ મુનિ ઉપર પ્રમાણે ચિંતવી સમભાવ રસમાં નાહી રહ્યા છે અને ક્ષણે ક્ષણે પોતાની આત્મશુદ્ધિ અનુભવી રહ્યા છે.

એટલામાં ઉનાળાના પ્રખર તાપથી લીલી વાધર એટલી હદ સુધી સંકોચાઈ કે તેનાથી મુનિરાજની ખોપરી તત્કાળ ફાટી અને તેનો મોટો અવાજ થયો. આ અવાજથી પાસે જ છાપરા પર બેઠેલ ક્રૌંચ પક્ષી બીકથી ચરક્યું અને મોટેથી અવાજ કરતું કરતું દૂર ઊડી ગયું. તેની ચરકમાં એકેએક સોનાનો જવ નીચે પડ્યો.

સોની આ જોઈ આભો બન્યો. મેતારજ મુનિ તદ્દન નિર્દોષ હતા, એ તેને મોડે મોડે સમજાયું; પણ તે સમજે તે પહેલાં તો મુનિવર સમભાવે રહી અંતર્ગત કેવળી થઈ શુકલધ્યાને ચડી મુક્તિ પામ્યા હતા.

સોનીને ખૂબ પશ્ચાત્તાપ થવા લાગ્યો. હવે આ પાપમાંથી ક્યારે છૂટીશ તેનો વિચાર સતત તેના મનને ગૂંચવવા લાગ્યો. આમ પ્રાયશ્ચિત્તથી જ તેના અંતઃકરણની શુદ્ધિ થતાં ભાગવતી દીક્ષા તેણે ગ્રહણ કરી અને તે પણ આત્મસંશોધન કરતો કરતો ઉચ્ચ ગતિને વર્યો.

3

# સમવાદ સામાયિક

## [ કાલિકાચાર્ય ]

**તુરમણી** નામની એક નગરીમાં કુંભ નામે એક રાજા રાજ્ય કરતો હતો. તેની પાસે દત્ત નામનો એક પુરોહિત હતો. તેનું આખુંય કુટુંબ—તેની માતા સિવાય—વૈદક વિધિઓમાં સારી પ્રતિષ્ઠા પામ્યું હતું. રાજાની પણ સારી મહેરબાની હતી એટલે બુદ્ધિબળે તે પ્રધાનપદ સુધી આવી પહોંચ્યો હતો.

એ વખતે પ્રજા વેદને માનતી; તેને અનુસરનાર એટલે કે મોટા મોટા હોમ કરનાર, પશુઓને સંહારનાર અને પ્રીતિભોજન કરાવનાર લોકપ્રિય, ધાર્મિક અને વિદ્વાન ગણાતાં.

દત્ત કીર્તિનો ભૂખ્યો હતો; એટલે તેણે યજ્ઞો કરવા શરૂ કર્યા. રાજાની ઉપર પ્રભુત્વ મેળવી તેને યજ્ઞાદિમાં માનતો કર્યો. ચારે બાજુ રાજા અને પ્રજા યજ્ઞ કરવા, કરાવવા લાગ્યા. દત્તનો તેમાં મુખ્ય હાથ હતો, આથી તે **યજ્ઞદત્ત**ને નામે ચારે બાજુ પ્રખ્યાત થયો.

**યજ્ઞદત્ત** પ્રધાનનો ધર્મ ભૂલ્યો અને યજ્ઞો કરાવવાની પોતાની ફરજ છે તેમ સમજી તેની પાછળ ખાઈ પીને મંડ્યો. તેની કીર્તિ ચારે બાજુ ફેલાવા લાગી, એટલે તેની મહત્ત્વાકાંક્ષા પણ વધી. પ્રધાનપદ છોડી રાજ્યપદ ગ્રહણ કરવાનો વિચાર થયો. પ્રજા પોતાના હાથમાં હતી, સિપાઈ નોકર વગેરે પોતાના હાથમાં હતા, સોનારૂપાના ઢગલા

ઘેર પડ્યા હતા; એટલે ગમે તે ઉપાયે રાજા થવું એવો નિશ્ચય કર્યો; કારણકે બધું સુખ હતું પણ હજુ તો તે પ્રધાન જ કહેવાતો.

એ પાસો તેણે ફેંક્યો, અને દૈવવશાત્ તે સવળો પડ્યો. કુંભ રાજાને પ્રપંચ વડે પકડી, કેદ કરી તુરંગમાં ધકેલી દીધો.

હવે યજ્ઞ કરાવવાનું કામ ધમધોકાર ચાલ્યું. રાજા પોતે અને યજ્ઞ કરાવનાર પણ પોતે, એટલે શું બાકી રહે? જે કોઈ યજ્ઞ કરવાની ના કહે, અરે! તેની વિરુદ્ધ બોલે તેની સંપત્તિ ઓર્ડીનન્સની–જોહુકમીની રૂએ લૂંટાવા લાગી. તેમના પ્રાણ હરાવા લાગ્યા.

ચારે બાજુ નિર્દોષ પશુઓની બૂમરાણ સંભળાવા લાગી. આ જોઈ અહિંસાપ્રિય વૃત્તિવાળા લોકોનાં હૃદય ફફડી ઊઠ્યાં. દત્તની માનું ચિત્ત ચલાયમાન થયું, પરંતુ રાજાની માતાને જ જ્યાં બીક ત્યાં પ્રજાનું શું ગજું!

એવામાં એક મુનિરાજ આ રાજ્યમાં આવી ચડ્યા. તેમનું નામ કાલિકાચાર્ય. સંસારાવસ્થામાં તે દત્તના મામા હતા. તેઓના આગમનના સમાચાર ચારે બાજુ ફેલાઈ ગયા. કાલિકાચાર્યની સંસારાવસ્થાની બહેન આ વાત સાંભળી આનંદ પામી અને હવે તેઓ જ મારા પુત્રને અહિંસાનું ખરું રહસ્ય સમજાવશે, એમ જાણી હર્ષ પામી.

કાલિકાચાર્યે આ શહેરમાં ધીમે ધીમે અહિંસક યજ્ઞનો–ભાવ યજ્ઞનો ઉપદેશ આપવો શરૂ કર્યો. રાજાને કાને આ વાત પહોંચી, પણ 'પૂર્વના મામાને જઈને કહેવાય શી રીતે' એ વિચારે તે મૂંઝાયો.

પ્રસંગાનુસાર એક વખત તેની માતાએ તેને કાલિકાચાર્યને મળવા જવા કહ્યું. દત્ત માતાની આ ઇચ્છાનો ઇન્કાર ન કરી શક્યો.

વિનયને ખાતર તે મામાને મળવા ચાલ્યો, પરંતુ તેના રૂંવે રૂંવે યજ્ઞની વિરુદ્ધ બોલનાર આ મુનિરાજ પર ક્રોધની જ્વાળા સળગી રહી હતી.

ઉપાશ્રયે જઈને તે પોતાના મામા સામે બેઠો. ક્રોધમાં ને ક્રોધમાં તે કેટલીક વાર સુધી કાંઈ બોલી શક્યો નહિ. મુનિરાજ પણ કાંઈ બોલ્યા

નહિ. આથી ચારે બાજુ નિરવ શાંતિ પથરાઈ રહી. પરંતુ ક્રોધને વશ થયેલ દત્ત વધારે વખત શાંત ન રહી શક્યો. તેણે આચાર્યને પૂછ્યું: 'મહારાજ! મારા સાંભળવા પ્રમાણે આપ વિદ્વાન છો, શાસ્ત્રજ્ઞ છો; તો મને એટલું જણાવશો કે, મારા રાજ્યમાં યજ્ઞો થાય છે તેનું ફળ શું?'

'દત્ત! તમે જે યજ્ઞ કરી રહ્યા છો તે યજ્ઞનું ફળ હિંસા છે; અને હિંસા એટલે અધર્મ અને અધર્મનું ફળ અધોગતિ છે, એટલે યજ્ઞનું ફળ નરક છે.' આચાર્ય મહારાજે શાસ્ત્રીય પદ્ધતિએ યુક્તિ-ગમ્ય પ્રમાણવડે નીડરતાથી સમવાદ સામાયિકને નજર સમક્ષ રાખી જવાબ આપ્યો.

યજ્ઞદત્તનું જીવનભરનું અભિમાન આ જવાબથી ભાંગીને ભૂક્કો થયું. પોતાની સામે યજ્ઞવિરુદ્ધ કોઈ પણ બળવાન બોલી ન શકે, તેને બદલે આજ જેના બળે પોતે આ બધું પામ્યો છે તેની જ વિરુદ્ધ એક શસ્ત્રહીન, અંગરક્ષકહીન, કવચહીન પણ શાંત, નિર્ભય, અને તેજસ્વી વ્યક્તિને બોલતી જોઈ પોતે પરાભવ પામ્યો હોય તેમ લાગ્યું! ક્રોધ અને શાંતિ વચ્ચે તુમુલ યુદ્ધ મચ્યું. તેના મનમાં થયું કે માતાને ચોખ્ખી ના પાડી અહીં સુધી આવ્યો ન હોત તો કેવું સારું! પણ હવે પરાભવ પામીને જવું એ ઠીક ન લાગવાથી ફરી વખત પોતાનો આખો સિદ્ધાંત ટૂંકમાં પતવી નાખતા પૂછ્યું:

'મહારાજ! હું એ વાત શી રીતે માની લઉં? હું તો ઊલટો એમ જ કહું છું કે જેઓ યજ્ઞ નથી કરતા તેઓ દેવોને નથી રીઝવી શકતા અને તેથી તેઓ ધારેલી વસ્તુ પણ નથી મેળવી શકતા. તેનો અર્થ જ એ કે સ્વર્ગ તેમનાથી દૂર રહે છે.'

'દત્ત! તારી વાત છે તો ખરી, પણ એ સમજવામાં તારી ભૂલ થાય છે. હિંસક યજ્ઞથી દેવ રાજી થતા હશે, પરંતુ જેને તું દેવ માની બેઠો છે તે તો ખરું જોતાં દાનવ–અસુર–દૈત્ય–Devil છે. હિંસક યજ્ઞોથી એ રાજી થઈ ભૌતિક વસ્તુ પૂર્ણ કરે એ ખરી વાત; પરંતુ પરંપરાએ

તો તિર્યંચ કે નરકગતિ તરફ જ ખેંચી જાય. દેવોને રીઝવવા તો અહિંસક યજ્ઞનું અવલંબન જ લેવું ઘટે.' કાલિકાચાર્યે અમૃત ઝરતી વાણીમાં કહ્યું.

'એ વાતની કંઈ ખાત્રી આપી શકશો?' યજ્ઞદત્તે પૂછ્યું.

'ખાત્રી! અને તે મારે મુખેથી જ જોઈએ છે. તો સાંભળ! આજથી સાતમે દિવસે પ્રાતઃકાળમાં તારા મુખ પર નરકના છાંટા પડશે તે વખતે તું સમજી લેજે કે એવા યજ્ઞનું ફળ હિંસા, હિંસા એટલે અધર્મ અને અધર્મનું ફળ નરક.' કાલિકાચાર્યે ગંભીર ધ્વનિ-યુક્ત શબ્દોમાં જેના આત્માની સાથે સમભાવ છે તેના અને પ્રાણી-ઓના પણ હિતને ખાતર સત્ય ઉચ્ચાર્યું.

દત્ત એકદમ ઊભો થઈ બહાર આવ્યો. ઉપાશ્રયની ચારે બાજુ સિપાઈઓને ગોઠવી દીધા અને સાત દિવસ સુધી ત્યાં ને ત્યાં ખડે પગે રહેવાનો સૌને હુકમ કર્યો.

રાજા મહેલે ગયો અને સાત દિવસ સુધી બહાર ન નીકળવું એવો નિશ્ચય કરીને સીધો તે ગુપ્ત સ્થળે પહોંચી ગયો.

પહેલાં તો એને એમ જ થયું કે આચાર્યના શબ્દ ખોટાં પાડી તેમને બરાબર સજા કરું; પરન્તુ ધીમે ધીમે તેનું મન વહેમીલું થવા લાગ્યું. 'રખેને ભવિષ્યવાણી સાચી પડે તો!' આવી શંકામાં જ દિવસો પસાર થવા લાગ્યા. એના ભૂરા કર્મે દિવસો ગણવામાં એ છેતરાયો. એક જ દિવસમાં બે દિવસ ક્યારે ગણાઈ ગયા તેનું ભાન તેને ન રહ્યું, અને સાતમા દિવસની સવારે આઠમો દિવસ થયો એમ જાણી ઘોડેસવાર થઈ ઉત્સાહપૂર્વક ફરવા નીકળ્યો.

રસ્તામાં એ વિચાર કરતો કરતો આગળ વધવા લાગ્યો: 'આજે એ જૈન સાધુની બરાબર ખબર લઉં. યજ્ઞનું ફળ નરક હોય જ શી રીતે? વેદમાં પારંગત એવો [1]હું એટલું પણ ન સમજી શકું? એ સાધુ ક્યાં વેદ જાણે છે; નહિ તો એ પણ કહેત કે યજ્ઞનું ફળ સ્વર્ગ, સ્વર્ગ અને સ્વ. . .'

---

૧. વેદમાં કહ્યું છે કે, स्वर्गकामः पशुमालभेत । पुत्रकामः पशुमालभेत ॥

'અરે પણ આ શું? નરકનો છાંટો મારા મુખ ઉપર ક્યાંથી? આજે સાતમો દિવસ કે આઠમો! શું ત્યારે મારી દિવસની ગણત્રીમાં ભૂલ પડી?' યજ્ઞદત્તના હોંશકોશ ઊડી ગયા અને અશ્વને થંભાવી રાખ્યો.

આજે બન્યું હતું એવું કે એક માળી વહેલો ઊઠી બગીચામાંથી પુષ્પો વીણી દરરોજની જેમ શહેરમાં વહેલો ફૂલ વેચવા જતો હતો. રસ્તામાં શૌચની પ્રબળ ખણુસ થવાથી રસ્તાની વચ્ચે જ તે બેસી ગયો અને પોતાનો એ દોષ છુપાવવા તેની ઉપર ધૂળ અને ફૂલ ઢાંકી દીધાં. એ જ ઢગલા ઉપર પવનવેગે દોડયા જતા દત્તના અશ્વનો પગ પડયો અને પવનવેગે વેર લેવાના વિચાર કરતા યજ્ઞદત્તને થંભાવ્યો. ભવિષ્ય ખરું પડયું. તેણે અશ્વને પાછો ફેરવ્યો અને વિચારવા લાગ્યો: 'શું મને નરક મળશે? યજ્ઞનું ફળ ત્યારે શું નરક? વેદ શું ખોટું? એ વસ્તુ બને જ શી રીતે? દૈવવશાત્ આ બન્યું એટલે વેદને ખોટા માનવા? અરે! પણ મારી ભૂલ તો નથી થતી ને! આચાર્ય તો જ્ઞાની છે, તેમનું ખોટું શી રીતે મનાય! હવે તો અત્યારે ને અત્યારે જ તેમની પાસે જાઉં અને હિંસક યજ્ઞથી નરક મળતું હોય તો તેઓ કહે તેવા બીજા યજ્ઞો કરું કે જેનાથી સ્વર્ગ મળે.' આમ વિચાર-વમળમાં ગોથાં ખાતો તે ઉપાશ્રયે આવી પહોંચ્યો.

કાલિકાચાર્ય રાઈ પ્રતિક્રમણ કરી જ્યાં ઊભા થયા કે તરત જ દત્ત ત્યાં જઈ પહોંચ્યો. આચાર્યને વંદન કરી તેમની પાસે બેઠો અને વગર પૂછ્યે તેણે બધી વાત આચાર્યને ઉતાવળથી કહી સંભળાવી. આચાર્યે તેને શાંત પાડતાં કહ્યું: 'વત્સ! જિનેશ્વરે કહેલી વાણી અન્યથા થતી જ નથી. તારા જેવા કેટલાય જીવો અજ્ઞાનથી—કુશાસ્ત્રનાં વાંચનથી ખોટે રસ્તે ચડે છે અને અનર્થ કર્યે જાય છે, તેમને ખરો રસ્તો બતાવવો એ અમારો ધર્મ છે. જો અમે કોઈ પણ રાજા કે અમલદારની બીક રાખી સત્યનો ઉપદેશ ન આપીએ તો અમારું **સમવાદ સામાયિક** ખંડિત થાય. તેથી મેં તને સત્ય વાત કહેલી છે.' આચાર્ય મહારાજે શાંતિપૂર્વક કહ્યું.

'ત્યારે તમે એવા યજ્ઞો કરવાના ન બતાવો કે જેનાથી મને સ્વર્ગ મળે?' **યજ્ઞદત્તે** જિજ્ઞાસાથી પૂછ્યું.

'વત્સ! ધ્યાન દઈને સાંભળ. હિંસક યજ્ઞનું ફળ નરક છે એમ અવશ્ય માનજે. તે વખતે જ તને મેં કહેલું કે સુરને—દેવને રાજી કરવા માટે તો અહિંસક યજ્ઞો કરવા જોઈએ, એ તને યાદ હશે. તો હવે તેવા યજ્ઞો શી રીતે કરાય તેનો રસ્તો તને બતાવું. ક્રોધ, માન, માયા, લોભ, કામ, મોહ વગેરે વિકારોરૂપી પશુઓ મનુષ્યને તેની ઉત્તમોત્તમ સાત્ત્વિક પ્રવૃત્તિમાંથી તામસી પ્રવૃત્તિમાં ઘસડીને લઈ જાય છે. એ વિકારોરૂપી પશુઓનો જેમાં વધ થઈ શકે એવો યજ્ઞ તે સંયમ યજ્ઞ–સમભાવ યજ્ઞ–તપયજ્ઞ–અહિંસક યજ્ઞ છે. આ સંસાર એવા વિકારોરૂપી પશુઓથી ખીચોખીચ ભરેલો છે. તેથી એવા પશુઓને પકડી પકડીને તું સંયમરૂપી યજ્ઞમાં હોમ્યા કર. તે દ્વારા જ તને ખરી વસ્તુ સમજાશે, તને આત્મભાન થશે અને છેવટ તું આત્મોન્નતિ પણ કરી શકીશ.' આચાર્યે ધીમેથી પણ અમૃત ઝરતી વાણીમાં કહ્યું.

'મહારાજ! જો હિંસક યજ્ઞનું ફળ નરક હોય તો તેનો આટલો બધો મહિમા કેમ ગવાયો છે?' **યજ્ઞદત્તે** ખૂબ વિચાર કરીને વિનયથી પૂછ્યું.

'દત્ત! યજ્ઞ કરવામાં મારી કે જૈન શાસનની ના નથી, પણ તે મેં કહ્યાં તેવાં. વેદમાં પશુવધ કરી યજ્ઞ કરવાનું લખ્યું છે. તેનો ભાવ તો એવો છે કે આપણી પાશવિક વૃત્તિઓનો એટલે પ્રાણીઓ પરના વિષમ ભાવનો—કષાયોનો વધ કરી તેનો હોમ કરવો, એનું નામ ખરો યજ્ઞ. તને એ પણ ખબર હશે કે વાવે તેવું લણે, અર્થાત જે જેવું કામ કરે તે તેવું ફળ પામે. ટૂંકમાં હિંસાનું ફળ હિંસા છે. કોઈને મારવાથી જીવ પોતે મરાય છે, જિવાડવાથી જિવાય છે, અને જ્યારે દરેક જીવને જીવવું પ્રિય છે ત્યારે તો ધર્મ એ હોઈ શકે કે જેમાં સર્વ જીવોને જિવાડી પોતે જીવવું. [Live and Let live.] આનું નામ જ સમભાવ.' કાલિકાચાર્યની મધુર વાણીથી ઉપાશ્રયમાં

શાંતિ પથરાઈ રહી.

દત્તની સામેથી અંધકારનો પડદો નીકળી ગયો. જૈનધર્મનું-અહિંસાનું ખરું રહસ્ય તેને સમજાયું; અને તેથી ત્યાં ને ત્યાં જ આચાર્ય સન્મુખ પ્રાણાતિપાત વિરમણ વ્રત-પહેલું વ્રત અંગીકાર કર્યું.

આચાર્યની રજા લઈ તે તરત જ રાજમહેલે આવ્યો, તુરંગમાં પૂરેલ કુંભરાયને પોતાની સમક્ષ લાવી પોતાને હાથે જ બેડી તોડી તેને ભેટ્યો, અને આખી વસ્તુસ્થિતિ સમજાવી ફરી વખત તેને ગાદીએ બેસાડ્યો.

કુંભરાજાએ પણ પોતાનું રાજ્ય આ આચાર્યના પ્રભાવથી મળ્યું એમ સમજી જૈનધર્મ-અહિંસા પ્રધાનધર્મ સ્વીકાર્યો અને દત્ત ઉપર ક્રોધે ન ભરાતાં તેને પ્રધાનપદ ઉપર પાછો સ્થાપિત કર્યો.

હવે તો આખા શહેરમાં રાજા તરફથી પડહ વાગ્યો: 'હિંસક યજ્ઞને બંધ કરી સર્વેએ આજથી અહિંસક યજ્ઞ-કષાયોનો યજ્ઞ-કલેશનો યજ્ઞ-પાપનો યજ્ઞ કરવો. જે એવા યજ્ઞો વધારે કરશે તેને રાજ્ય તરફથી સત્કારવામાં આવશે.'

આખા રાજ્યની પ્રજાએ હર્ષથી જૈન ધર્મ અંગીકાર કરી પડહ પ્રમાણે અહિંસક યજ્ઞ શરૂ કર્યા.

આ પ્રમાણે શ્રીકાલિકાચાર્યે પોતાની નજર સમક્ષ સમવાદ સામાયિક રાખી નીડરતાથી સત્ય વચન કહી દત્ત જેવા મહાન હિંસક યજ્ઞ કરનારને પ્રતિબોધિ તેનું હૃદય પલટાવ્યું, તેથી લોકો ઉપર અનેરી છાપ પડી અને ચારે દિશામાં અહિંસક શાસનની-સમવાદ સામાયિકની-અહિંસક સત્યયજ્ઞની પતાકા ફરકી રહી.

સર્વ જીવમાં સમભાવ રાખનાર નીડરપણે જ્યારે સત્ય બોલે છે, ત્યારે સત્ય એ આત્માનો ધર્મ હોવાથી સર્વ પર અસર કરી શકે છે. **सत्यमेव जयति नानृतम् ।**

# સમાસ સામાયિક

## [ ચિલાતીપુત્ર ]

[ **ઉપશમ, સંવર** અને **વિવેક** એ લઘુ ત્રિપદીથી દેવગતિ, માનવગતિ અને છેવટે મોક્ષગતિ. ]

**પૂર્વાપર** વિચાર કર્યા વિના અતિ ઘોર કર્મ કરવામાં પાછું વાળી ન જોનાર દુરાત્મા **ચિલાતીપુત્ર** પણ આ **સમાસ સામાયિક** [ઉપરના ત્રણ શબ્દોના ટૂંક બોધથી] પ્રથમ અશુભ કર્મનો સર્વથા વિચ્છેદ કરી, શુભ કર્મથી દેવગતિ પામી અને બાકી રહેલ શુભ કર્મને મનુષ્યગતિમાં વેદી સકળ કર્મનો વિચ્છેદ કરી આત્માના અનંતગુણોને પૂર્ણપણે વિકસાવી મુક્તિનું સ્વરાજ કેવી રીતે પ્રાપ્ત કરે છે તે અહીં જણાવવામાં આવે છે.

રાજગૃહી નગરીમાં ધનસાર્થવાહ નામના એક ધનાઢ્ય શેઠ રહે છે. તેને ચાર પુત્રો અને એક પુત્રી છે. પુત્રીનું નામ સુષુમા છે. એ ઉપરાંત તેને ત્યાં ચિલાતી નામની એક દાસી અને તેનો ચિલાતી નામે પુત્ર છે. ચિલાતી પુત્રને આ સુષુમા ઉપર પૂર્વભવનો સ્નેહ છે.[1]

---

૧ ક્ષિતિપ્રતિષ્ઠ નગરમાં યજ્ઞદેવ નામનો બ્રાહ્મણ હતો. તે વ્યાકરણ, તર્ક, મીમાંસા અને કાવ્ય વગેરે શાસ્ત્રમાં પ્રવીણ હતો. તેણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે, જે કોઇ મને જીતે તેનો હું શિષ્ય થાઉં. કેટલાક વખત સુધી તો બધાય વાદમાં તેની જીત થઇ, પરંતુ એક વખત ભાગ્યવશાત્ એક જૈન

શેઠ તેને પોતાના પુત્ર પ્રમાણે પાળે છે. શેઠની પુત્રી અને આ દાસી પુત્ર સાથે રમેજમે છે. જેથી દિવસાનુદિવસ આ ભવમાં પણ તેમનો સ્નેહ દઢ થતો જાય છે.

ચિલાતીપુત્ર બહુ તોફાની છે એટલે નગરજનોના બાળક બાળકીઓને બહુ મારફૂટ કરે છે. કંઈક મોટો થતાં નગરવાસીઓને પણ રંજાડે છે, ચોરી અને લૂંટફાટ કરે છે અને સર્વ કોઈને અળખામણો થતો જાય છે. ગામનો કોટવાળ પણ તેના પર બહુ રીસે ભરાય છે, પરંતુ શેઠની પ્રભાને લીધે તેને પકડી શકતો નથી.

---

સાધુની સાથે વાદ કરતાં તેનો પરાભવ થયો. પ્રતિજ્ઞા પ્રમાણે તે જૈન સાધુનો વેશ પહેરી જીતનાર સાધુનો શિષ્ય થઇ રહ્યો અને ચારિત્ર્ય પાળવા લાગ્યો; પણ જાતિગુણને લીધે તે દેહ અને વસ્ત્રાદિની મલીનતારૂપ મલપરિષહને ન સહી શક્યો, એટલે તે વિચારવા લાગ્યો: 'આ માર્ગમાં છે તો બધું સારું, પરંતુ સ્નાનનો નિષેધ છે તે મોટું દુઃખ છે.' આમ મલપરિષહને સહન કરી શકતો નથી છતાં ચારિત્રભંગની બીકે સ્નાન પણ નથી કરતો. એક વખત ગોચરીએ વિહરતા પોતાની સ્ત્રીને ત્યાં જ તે જઈ ચડયો. સ્ત્રીએ મોહથી સ્નેહવશ થઈ પોતાના સંસારાવસ્થાના પતિને કામણ કર્યું.

મુનિ વિહાર કરી ત્યાંથી બીજે સ્થળે ગયા, પણ કામણને લીધે તેમનું શરીર ક્ષીણ થવા લાગ્યું. છેવટે અનશન કરી તે દેવલોકમાં ગયા. પાછળથી તેની સ્ત્રીએ જ્યારે આ સાંભળ્યું ત્યારે પોતાની ભૂલ માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો, અને 'પોતાના સંસારાવસ્થાના પતિ અને પાછળથી થયેલ મુનિની હત્યા કરનાર મને નરકમાં પણ જગ્યા નહિ મળે' એવા વિચારથી તરત જ ભાગવતી દીક્ષા ગ્રહણ કરી, ચારિત્ર પાળી, કાળ કરી દેવલોકે ગઈ.

યજ્ઞદેવ બ્રાહ્મણનો જીવ દેવલોકમાંથી ચ્યવી પૂર્વભવમાં ચારિત્રની જુગુપ્સા કરી હતી તેના પ્રભાવે રાજગૃહ નગરમાં ધનાવહ શેઠને ત્યાં ચિલાતી નામની દાસીની કુક્ષિમાં પુત્રપણે ઉત્પન્ન થયો અને તેનું નામ ચિલાતીપુત્ર પડયું. પૂર્વભવની તેની સ્ત્રી દેવલોકમાંથી ચ્યવી ચારિત્રના પુણ્યપ્રભાવે એ શેઠની સ્ત્રી ભદ્રાની કુક્ષિમાં પુત્રીપણે ઉત્પન્ન થઇ. આથી જ ચિલાતીપુત્રને આ ભવે સુષુમા ઉપર સ્નેહ ઉત્પન્ન થયો હતો.

આવી રીતના તેના વર્તનથી કંટાળી શેઠ તેને પોતાના ઘર-માંથી બીજા માણસો દ્વારા બહાર ધકેલી દે છે. ચિલાતીપુત્ર આથી બહુ રીસે ભરાઈ નગર બહારના એક જંગલમાં નાસી જાય છે. જંગલની નજીકના પર્વતની ગુફામાં ભરાઈ બેઠેલી એક ચોરની પલ્લીમાં તે પ્રવેશ કરવા પામે છે અને ત્યાં ચૌર્યકળામાં પ્રવીણ બને છે. ચિલાતીપુત્ર શરીરે બળવાન છે તેથી એ ચોરની પલ્લીના નાયકના અવસાન પછી પલ્લીનો ઉપરી બને છે.

યુવાવસ્થાના તનમનાટને લઈને તેને ઘણી વાર શેઠની પુત્રી સુષુમા યાદ આવે છે. આવા કારણથી ચિલાતીપુત્ર પોતાના સાથીઓને સમજાવે છે કે આ રાજગૃહી નગરીમાં એક ધનાઢ્ય શેઠ છે. સુષુમા નામની તેમને એક પુત્રી છે. આપણે જો એની હવેલીમાં ખાતર પાડીએ તો આપણને ઘણું ધન તેમજ તેની સુંદર પુત્રી પણ મળે તેમ છે. એ લૂંટ આવે તેમાંથી ધન તમારા સર્વનું અને શેઠની પુત્રી મારી.'

આવો વિચાર કરી ગાઢ અંધારી રાત્રે ચિલાતીપુત્ર પોતાની ટોળી સાથે નગરમાં પ્રવેશ કરી શેઠનું ઘર લૂંટે છે અને ભરવાડ બકરું ઉપાડે તેમ શેઠની પુત્રીને ઉપાડી પોબારા ગણે છે.

પ્રભાત થાય છે. શેઠને અને તેના પુત્રોને ધન અને સુષુમા હરાઈ જવાની ખબર પડે છે. આથી તરત તેઓ રાજદરબારમાં ખબર આપે છે અને નગરનો કોટવાલ જે ચિલાતીપુત્રના પૂર્વના અપરાધોથી ખિજાઈ રહ્યો છે તેને ચોરોને પકડવાની આજ્ઞા આપે છે.

શેઠ, શેઠના પુત્રો, કોટવાળ, અને કેટલાએક સિપાઈઓ ઘોડેસવાર થઈ ચોરોની પાછળ પડે છે. કેટલેક દૂર જતા ચોરો અને તેનો નાયક જોવામાં આવે છે. ઘોડેસવારો બહુ નજીક આવી પહોંચતાં ચોરો ધનને નાખી દઈ ઝાડીમાં ભરાઈ જાય છે.

કોટવાળને શેઠે કહેલું છે કે, ચોરો પકડાય ત્યારે ચોરાયેલું ધન તમારું છે અને મારી પુત્રી તમારે મને સોંપવાની છે. આ શરતથી

કોટવાળ અને તેના સાથીઓ ધનને લઈ પાછા ફરે છે, પરન્તુ શેઠ અને તેના પુત્રો **સુષુમાને** લઈ ને દોડી જતા **ચિલાતીપુત્રની** પછવાડે જાય છે. અત્યંત નજીક આવતા **ચિલાતીપુત્રને** લાગે છે કે હવે હું પકડાઈ જઈશ. એવા વિચારથી તરતજ કમરેથી, ખડ્ગ કાઢી એક ઘાથી **સુષુમાનું** મસ્તક [1]છેદી નાખે છે અને તેનું ધડ પડતું મૂકી માથું હાથમાં લઇ દોડયે જાય છે. શેઠ અને શેઠના પુત્રો સુષુમાને જીવતી જોવા પામ્યા પણ ઘેર લઈ જવા પામ્યા નહિ એથી ખેદ પામી **ચિલાતીપુત્રની** પછવાડે જવાનું છોડી દઈ, ધડને અગ્નિદાહ દઈ નગરભણી પાછા ફરે છે.

એક હાથમાં સુષુમાનું મસ્તક અને બીજા હાથમાં લોહીથી ખરડાયેલી તરવાર જેના હાથમાં છે એવો **ચિલાતીપુત્ર** જંગલોની ઝાડીઓ વટાવી એક પર્વત ઉપર ચડી જાય છે. ક્રોધ અને મોહથી અંધ થયેલ, ભૂખ અને તાપથી હણાયેલ તે ધૂનમાં ને ધૂનમાં ઉપર ચડતાં ધ્યાનમાં નિમગ્ન, લબ્ધિમાન એક ચારણ મુનિ સાથે અથડાય છે. આ અકસ્માતથી મુનિ જાગૃત થાય છે. જાગૃત થતાં જ **ચિલાતીપુત્રનો** આ બીભત્સ દેખાવ જોઈ તેના મુખમાંથી શબ્દો સરે છે કે, અરે! આ શો અધર્મ! **ચિલાતીપુત્ર** તે વખતે આવેશમાં જવાબ આપે છે કે, ત્યારે ધર્મ શો છે?

મુનિ **उपशम, संवर** અને **विवेक** એ ત્રણ શબ્દોનો ઉચ્ચાર કરતાં પોતાની લબ્ધિ વડે આકાશમાં અદૃશ્ય થાય છે.

મેં કોઈ વખત આ શબ્દો સાંભળ્યાં છે એમ વિચારી **ચિલાતીપુત્ર** આ વચનત્રયના જાપે ચડે છે. એ જાપમાં અને જાપમાં કેટલોક કાળ ગયા પછી આ ત્રણ પદોમાંના કોઈ કોઈ પદ ઉપર વિચાર કરવા લાગે છે. પ્રથમ તો **विवेक** પદને વિચારે છે અને બીજા બે પદો ઉચ્ચારમાં જ રહે છે. વિવેકચક્ષુ ઊઘડતાં વિચાર આવે છે

1. આટલે સુધી આ વાર્તા 'જ્ઞાતાધર્મકથાના' ૧૮ મા અધ્યાયને કંઇક મળતી છે; બાકીની આવશ્યકાદિને અનુસંગીને છે.

કે, આ મારા હાથમાં રહેલું સુષુમાનું મસ્તક કેવું બીભત્સ લાગે છે? આમાં તેનું રૂપ હવે ક્યાં છે? આમ **વિવેક**ને લઈને **ઉપશમ** ઉપર વિચારણા ચાલે છે. તેથી હાથમાંથી મસ્તક પડતું મૂકે છે. કંઈક ઉપશમ પદ અને વિશેષ વિવેક પદનો વિચાર કરતાં મોહ શાંત થાય છે અને **વિવેકથી** દેખાય છે કે આ ક્રોધના નિમિત્તભૂત આ તરવારનું પણ શું કામ છે? એટલે બીજા હાથમાં રહેલી તરવારને પણ પડતી મૂકે છે. ઉપશમ અને વિવેકના ઉચ્ચારની સાથે વિચાર પણ હવે વિશેષ વિશેષ થવા લાગે છે અને સંવર પદ આવે ત્યાંસુધી તેનો જાપ ચાલુ રહે છે.

હવે એને સ્મરણ થાય છે કે મુનિએ ત્રણે પદમાં ધર્મ છે એવું કહ્યું છે, તો **સંવર** એ શું છે એનો પણ વિચાર કરવો જોઈએ. ઉપશમ ઉપરની વિચારણા કોટવાળ તેમ જ શેઠ ઉપરનો ક્રોધ શમાવે છે—શાંત કરે છે. આમ મોહ અને ક્રોધના નિમિત્તરૂપ હથિયારો જેના હાથમાંથી પડી ગયા છે, વિવેકની ધારાથી જેની જ્ઞાનપ્રભા કાંઈક ઉજ્જવલ થતી જાય છે તેવો ચિલાતીપુત્ર **સંવર**પદ પર વિચારણા કરવાને યોગ્યતા પ્રાપ્ત કરે છે.

'મેં કેવાં પાપ કર્યાં? મારા અને મારી માતાના ઉપકારી શેઠનો મેં કેવો અપરાધ કર્યો? એ પાપમાંથી હું કેમ છૂટું? ઉપકારનો બદલો આવો અપકાર! હવે શું કરવું?' આમ તે ઘણો પશ્ચાત્તાપ કરે છે. આ પશ્ચાત્તાપરૂપ જલથી તેનું ચિત્ત નિર્મળ બનતું જાય છે; એટલે તેના અંતરાત્માનો પ્રકાશ કંઈક બહાર આવે છે. તેથી તે નિર્ણય કરે છે કે હવે **સંવર** એટલે પાપને આવવા જ ન દઉં.

'સર્વ જીવો મારા સમાન છે તો તેઓની **વિરાધનાને બદલે આરાધના** કરું.' આ સર્વ જીવની આરાધનાથી થયેલા શુભ કર્મના પુંજને પણ ભેદી, જેમ શ્વેત વાદળાંની પછવાડે રહેલા સૂર્યની પ્રભાના દર્શન થાય તેમ જ્ઞાનપુંજ એવા આત્માનું પોતાને દર્શન ઉદ્ભવે છે, અને એ દર્શનમાં જેમ જેમ સ્થિરતા પામતો તેનો

આત્મા સ્વસ્વરૂપસ્થ થતો રહે છે તેમ તેમ તેના આત્મામાં કોઈ એવું સત્ત્વ જાગી ઊઠે છે કે જેથી લોહીથી ખરડાયેલાં પોતાના શરીર ઉપર કીડીઓ તેને ચટકા ભર્યા કરે છે તેનું પણ તેને ભાન રહેતું નથી—એટલે કે વેદના સહી લે છે.

ઉપર જણાવેલા પુણ્યના બળે તે દેવલોકમાં જાય છે. ત્યાંથી ચ્યવી મનુષ્યભવમાં આવી ભાગવતી દીક્ષા લે છે. અહીં પણ સ્વ પરનું વિવેચન કરી—**विवेक** કરી પોતે આત્મા છે, કર્મ અને શરીર પર વસ્તુ છે એવા નિર્ણયમાં સ્થિત થાય છે.

જેમ જેમ તે સ્વમાં—આત્મામાં—શુદ્ધાત્મામાં સિદ્ધ થતો જાય છે, તેમ તેમ તેનો **उपशम** વૃદ્ધિ પામતો જાય છે એટલે કે **विवेक**યુક્ત **उपशम**બળે દેહભાવ સંપૂર્ણ છૂટી જાય છે, એટલું જ નહિ પણ જેમ હિમથી વનસ્પતિ બળી જાય છે તેમ તેનો મોહ પણ સર્વથા ક્ષય પામે છે અને તે ક્ષીણમોહી અવસ્થાએ પહોંચે છે.

ક્ષણ પછી સંવરભાવમાં રહેતાં જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય કર્મનો પણ ક્ષય કરે છે—અનન્ત ચતુષ્ટય પ્રકટે છે, શુક્લ ધ્યાને ચડે છે અને અંતે ચૌદમે ગુણસ્થાનકે યોગનિરોધ કરી શાશ્વત આત્મસ્વરૂપમાં—અનંત ગુણોની અખંડ પૂર્ણતામાં રહેતો રહેતો તેનો આત્મા સિદ્ધિપદને વરે છે.

# સંક્ષેપ સામાયિક

## [ શબ્દ થોડા, અર્થ ઘણો ]

**વસંતપુરનો** જિતશત્રુ હવે વૃદ્ધ થયો હતો. આયુષ્યનો વિશ્વાસ ઊડી ગયો હતો. એને થયું કે આ છેલ્લી અવસ્થામાં પણ કંઈક ધર્મ, પુણ્ય કે આત્મસાધન કર્યાં હોય તો કોઈ કાળે તરી જવાય. જિંદગીનો ઘણો ભાગ તો રાજપ્રપંચ, યુદ્ધ અને વિલાસમાં વ્યતીત થઈ ગયો. હવે એવું શું કામ કરું કે જેથી જીવનના આ અંતિમ દિવસો ઊગી નીકળે ?

શાસ્ત્રવેત્તાઓની સલાહ લેવાનો વિચાર કરી, તેણે પોતાના રાજ્યમાં જેટલા શાસ્ત્રીઓ, વિદ્વાનો અને પંડિતો હતા તેમને સૌને પોતાની રાજસભામાં આમંત્ર્યા.

જિતશત્રુએ કહ્યું: ‘મારે હવે આત્મકલ્યાણ સાધવું છે. મને સરળ, શાસ્ત્રીય માર્ગ બતાવો.’

‘અમારી પાસે શાસ્ત્રોના મોટા ભંડાર ભર્યા છે. તમે આજ્ઞા આપો તો એક પછી એક એમ વાંચીએ અને તમને સમજાવીએ.’ એક આગેવાન પંડિતે ઉચ્ચાર્યું.

જિતશત્રુ એટલો અવકાશ ક્યાંથી કાઢે ? અવકાશ હોય તો પણ હવે તે અધીરો બન્યો હતો. એને માત્ર શાસ્ત્રો સાંભળવાનો શોખ ન હતો. એને સિદ્ધાન્તો જીવનમાં ઉતારવાની તાલાવેલી લાગી હતી.

'આયુષ્યના અંત સુધી શાસ્ત્રો સાંભળ્યા કરો. તમે કદાચ સાંભળી સાંભળીને થાકી જાઓ, પણ અમારા ગ્રંથનો આરો ન આવે; એટલી શાસ્ત્રસમૃદ્ધિ અમારી પાસે પડી છે.' બીજા એક પંડિતે પોતાનો શાસ્ત્રવૈભવ દર્શાવવા કહ્યું.

વ્યાકરણ, ન્યાય, મીમાંસા, સાહિત્યના મહારથી જેવા બીજા ઘણા પંડિતો જેમણે જીવન અધ્યયન–અધ્યાપનની પાછળ અર્પી દીધા હતા અને જેઓ એ વાતનું વ્યાજબી અભિમાન ધરાવતા હતા તેમણે પોતપોતાના વિષયનો મહિમા ગાવા માંડ્યો. સૌની આગળ એમના વિષયનું અખૂટ સાહિત્ય હતું. રાજા જેવો જિજ્ઞાસુ મળે અને શાસ્ત્રની કદર થાય એવી ઊંડે ઊંડે વૃત્તિ પણ ખરી.

'મારી જીવનમૂડી ઘણી ખરચાઈ ગઈ છે. છેલ્લા દિવસોમાં એ બધા શાસ્ત્રોના નિચોડરૂપ સિદ્ધાંતો સંભળાવો તો જ હું કંઈક પાળવાનો પ્રયત્ન કરું. મને કંઈ એવું કહો કે જેમાં શબ્દનો આડંબર કે વિસ્તાર ન હોય, પણ મૂળ વસ્તુ એમાં સમાઈ જતી હોય.' રાજા જિતશત્રુએ ફરી વાર પોતાનો નિશ્ચય સંભળાવ્યો.

સભાના વિદ્વાનો વિચારમાં પડ્યા. રાજાની સ્થિતિની તેઓ કલ્પના કરી શક્યા.

પછી સઘળા શાસ્ત્રવેત્તાઓએ પોતાની એક મિજલસ ભરી. એમના વિષય અને શ્રદ્ધાને અનુરૂપ એક શ્લોક તૈયાર કર્યો.

કેટલાક દિવસે રાજા જિતશત્રુ પાસે જઈ એમણે એક શ્લોક સંભળાવ્યો:—

**जीर्णभोजनमात्रेयः कपिलः प्राणीनां दयाम् ।**
**बृहस्पतिरविश्वासम् पंचालः स्त्रीषु मार्दवम् ॥**

આરોગ્યવિદ્યાના અભ્યાસીઓએ પોતાનાં વૈદકશાસ્ત્રને મથી મથીને સિદ્ધાંત નિચોવ્યો કે, 'જીર્ણે ભોજન કરવું–અર્થાત્ પ્રથમનો કરેલો આહાર બરાબર પચી જાય તે પછી બીજો આહાર કરવો એ આત્રેય મહર્ષિના શાસ્ત્રનું રહસ્ય છે.

કપિલ મતના અનુયાયીઓએ પોતાનાં શાસ્ત્રોમાંથી એવો સાર તારવ્યો કે, 'સર્વ જીવની ઉપર દયા રાખવી' એ કપિલ મુનિનાં વચનોનો પરમાર્થ છે.

બૃહસ્પતિના સિદ્ધાંતને માનનારાઓએ કહ્યું કે, 'કોઈની ઉપર અંધ વિશ્વાસ ન રાખવો' એ ન્યાયશાસ્ત્રનો નિષ્કર્ષ છે.

પંચાલના ભક્તોએ કહ્યું કે, 'સ્ત્રી જાતિ સાથે નરમાશથી વર્તવું' એ કામશાસ્ત્રનું રહસ્ય છે.

પંડિતો પોતે જ લૌકિકાચારમાં મૂંઝાયેલા હતા. એમને લૌકિકાચાર સિવાય બીજી મહત્ત્વની વસ્તુઓનું ભાન ન હતું. તેથી તેમણે 'જીર્ણભોજન,' 'જીવદયા,' 'અવિશ્વાસ' અને 'મૃદુતા'ના સામાન્ય સિદ્ધાંત ઘણા લાંબા મંથનને અંતે તારવ્યા.

સામાન્ય પંડિતો પુષ્કળ મહેનત પછી પણ થોડા શબ્દોમાં ગંભીરાર્થવાળી વાત બરાબર કહી શકતા નથી.

પરન્તુ જે જિનેશ્વર ભગવાન પોતાના સૂર્યસમાન કેવળજ્ઞાનના કિરણોથી લોકાલોકનું વસ્તુસ્વરૂપ જોઈ રહ્યા હોય છે, તેઓ તો પ્રાણીમાત્રના કલ્યાણ અર્થે ત્રિપદી જેવા સંક્ષેપ મંત્ર ઉચ્ચારી થોડા જ શબ્દોમાં સકળ શાસ્ત્રોના રહસ્યોને ઠાંસી ઠાંસીને ભરી દે છે. ગણધર મહારાજાઓ એ 'ત્રિપદી'માંથી દ્વાદશાંગીની રચના કરે છે.

જિનેશ્વર ભગવાનની વાણી સંક્ષેપમાં હોવા છતાં એમાં ગંભીર અર્થો ગૂંથાયેલા હોય છે. મનુષ્યો અને દેવો જ નહિ પણ સામાન્ય પ્રાણી પણ ભગવાનની વાણીનો અર્થ સમજી શકે છે.

જગતના કલ્યાણ અર્થે જેમણે થોડામાં થોડા શબ્દોની અંદર, ગંભીરમાંયે ગંભીર સત્યો, સરળમાં સરળ માર્ગે નિરૂપ્યા એમનો આપણી પર કેટલો ઉપકાર છે?

રાજાની આજ્ઞાથી પંડિતોની સભા પણ જે નિષ્કર્ષ ન કાઢી શકે, તે જિનેશ્વર દેવો સહેજે, સ્વયંસ્ફુરણાથી ભવ્ય જીવોને સંભળાવે

છે. ગણધરો, આચાર્યો, ઉપાધ્યાયો એના અર્થ સમજાવી સંસારના જીવોને પ્રકાશ આપે છે.

અક્ષર થોડાં, પણ રહસ્ય ઘણું સમજાય એવી રીતે દ્વાદશાંગીનું સારરૂપ જાણવું તે સંક્ષેપ સામાયિક કહેવાય છે.[1]

તેઓશ્રી સંક્ષેપમાં ઉપદેશે છે કે, દ્રવ્યથી વસ્તુ ધ્રુવ [નિત્ય] છે, માટે તમારે શોકરૂપ દ્વેષ કરવાની અગત્ય નથી; પર્યાયે અનિત્ય છે માટે તેના પર રાગ કરવો ઘટિત નથી. આમ અરાગ અને અદ્વેષરૂપ સમભાવ એ જ મોક્ષ છે.

આ પ્રકારે ધર્મશાસ્ત્રનો સંક્ષેપ સમભાવમાં જોઈ રાજાએ તેમ વર્તવા માંડયું. વર્તનમાં પણ સમભાવ ઊતર્યો કે આત્મદર્શન થયું; અને આત્મદર્શનરૂપ બીજના ચંદ્રની કલા અંતરમાં પ્રકટી કે સાત સમયમાં કેવળજ્ઞાનરૂપ પૂર્ણચંદ્ર કલાની નિર્મળ જ્યોત લોકાલોકમાં પ્રસરી ગઈ.

---

૧. અહીં સુધીની કથા રા. રા. સુશીલે લખેલ છે.

# ૬
# અનવદ્ય સામાયિક
## [ ધર્મરુચિ મુનિ ]

**આખી** ચંપા નગરીમાં ધર્મરુચિ મુનિના ગુણગાન ગવાઈ રહ્યા છે; કારણકે તેમની ધર્મ માટેની અડગ શ્રદ્ધા, આચાર પાળ-વામાં દક્ષતા અને સર્વ જીવોની સાથેનો તેમનો સમભાવ વગેરે ગુણો લોકોને આશ્ચર્યમાં નાખતા હતા.

આજે ધર્મરુચિ મુનિ મહિનાભરના ઉપવાસને અંતે મધ્યાહ્ન સમયે લોકો ખાઈ પી પરવાર્યા હશે એમ ધારી શહેરમાં ગોચરીએ નીકળ્યા હતા.

એ જ ગામમાં વેદવેદાંગાદિમાં પ્રવીણ એવા ત્રણ બ્રાહ્મણ ભાઈઓ રહેતા હતા. તેઓ એટલા બધા સમૃદ્ધ હતા કે કાંઈ પણ ઉદ્યોગ કર્યા સિવાય બેઠા બેઠા ખાધા કરે તોપણ સાત પેઢી પહોંચે તેટલું ધન તેમની પાસે હતું.

તેમણે—ત્રણ ભાઈઓએ—એવું નક્કી કરેલું કે હમેશાં દરેકે પોત-પોતાને ઘેર ન જમતા વારાફરતી એક બીજા ભાઈને ત્યાં જમવું.

એક વાર મોટાભાઈને ત્યાં બીજા ભાઈઓનો જમવાનો વારો આવ્યો. મોટાભાઈની સ્ત્રીનું નામ નાગશ્રી હતું. તેનાથી આજે ભૂલથી કડવી તુંબડીનું શાક રંધાઈ ગયું હતું; પરંતુ જમી કરીને તેને નાખી દઈશ એવો વિચાર કરી એક બાજુ તેણે ઢાંકી મૂકેલ.

મુનિરાજને જૈન કે જૈનેતરનો ભેદ ન હતો, એટલે ગમે તે ઘેર જઈ આહાર વહોરી લાવતા, તેથી સીધા તેઓ નાગશ્રીને ત્યાં ગોચરીએ ગયા. મુનિરાજને આવેલા જોઈ નાગશ્રીએ હર્ષથી આહારસામગ્રી વહોરાવી—તેમાં કડવી તુંબડીનું શાક પણ હતું.

મુનિરાજે ગોચરીથી પાછા ફરી જે વસ્તુ ગોચરીમાં મળી હતી તે સર્વ આચાર્ય ધર્મઘોષને બતાવી. આચાર્યે શાક જોઈ ને તરત કહ્યું: 'આ શાક તો કડવી તુંબડીનું છે, એટલે એ વિષપ્રાય છે, માટે કોઈ નિર્દોષ સ્થળે જઈ તેને પરઠવી દો.'

મહિનાના ઉપવાસી મુનિરાજ શાક પરઠવવાને માટે નગર બહાર ગયા. નિર્દોષ જગ્યા શોધી કાઢી ત્યાં પાત્ર મૂક્યું, પણ પાત્ર મૂકતાં મૂકતાં ત્યાં શાકના બે ત્રણ છાંટાં જમીન ઉપર પડ્યાં.

જોતજોતામાં તો એ ભૂમિ ઉપર શાકમાં નાખેલ મશાલા તેમ જ તેલના સ્વાદથી કેટલીય કીડીઓ ઊભરાઈ આવી. ધર્મરુચિ મુનિવરની દૃષ્ટિ ત્યાં ગઈ અને તેમણે જોયું કે કેટલીક કીડીઓ તો તે ચાખતાં જ તેના ઝેરથી તરફડીને ત્યાં તરત મરણ પામતી હતી.

આ જોઈને શાક પરઠવવાની તેમની હિંમત ન ચાલી. તેમને વિચાર થયો કે આ બે ત્રણ છાંટાઓએ જ જ્યારે આટલી કીડીઓનાં પ્રાણ લીધા ત્યારે આ બધું શાક પરઠવતાં તો કેટલો અનર્થ થાય.

આ વિચારે તેઓ ખૂબ મૂંઝાયા. વિચાર કરતાં કરતાં તેમને લાગ્યું: 'આ બિચારી કીડીઓ તેઇન્દ્રિય પ્રાણી છે. તેમને નથી બુદ્ધિ કે વિચાર. જ્યારે હું પંચેન્દ્રિય છું. મને વિચાર કરવાની પણ શક્તિ છે. ત્યારે જો હું આ શાક અહીં પરઠવું તો તેના સ્વાદથી કેટલા બધા જંતુઓ આકર્ષાઈ તેના જ ઝેરને લીધે મરણ પામે! અને તે મરતાં મરતાંય રૌદ્ર કે આર્તધ્યાન કરીને! આથી તેઓ વધારે નીચી ગતિમાં જાય. વળી જ્યારથી મેં ભાગવતી દીક્ષા ગ્રહણ કરી છે ત્યારથી તો મારે સર્વ આત્માઓ—પછી તે તિર્યંચ હોય કે નારકી હોય, દેવ હોય કે મનુષ્ય હોય—

અધાયની સાથે સમભાવ છે, માટે આ શાક મારે જ ખાઈને પ્રાણાંત કષ્ટ સહન કરી લેવું યોગ્ય છે; કારણકે આ અનંત અનર્થો થવા દેવા તેના કરતાં મારે જ બાહ્ય શરીર—પ્રાણ તજવા એ યોગ્ય છે."

આમ વિચારતાં તેઓએ જ શાક ખાઈ લીધું અને તેના ઝેરની અસર તત્કાળ તેમની રગેરગમાં પ્રસરી ગઈ, છતાં મુનિરાજે વહોરાવનાર પર ન કર્યો દ્વેષ કે ન કર્યો ક્રોધ. તેઓ તો સમભાવે શુકલધ્યાને ચડતાં અશુભ કર્મોનો નાશ કરી ઉચ્ચ ગતિને વર્યા.

આચાર્યને મનમાં વહેમ ગયો જ હતો કે ધર્મરુચિ મુનિ રખેને બીજાં જીવ ઉપર સમભાવ હોવાથી તેમ જ તે ધર્મના રાગી હોવાથી શાક ખાઈ જાય! બન્યું પણ તેવું જ. મુનિને આવતાં વાર લાગી એટલે તેઓ તેની ખબર કાઢવા ગયાં અને નગર બહાર જતાં જોયું તો એક બાજુ મુનિનું કલેવર પડયું હતું અને પાસે થોડીક મરેલી કીડીઓ પડી હતી. મુનિરાજના મુખ ઉપર શાંતિ ઝળકી રહી હતી.

આ જોઈ ને આચાર્ય બધું સમજી ગયા અને સર્વ વાત પાછળથી ત્યાં આવેલ નાગશ્રી તેમ જ પોતાના શિષ્યોને સમજાવી.

આચાર્યે પોતાની સાથેના સાધુઓને ઉપદેશ આપતાં કહ્યું: ‘સર્વ પ્રાણી ઉપર સમભાવ રાખનાર આ મુનિવરે પોતાને નિમિત્તે અવદ્ય (પાપ) ન થાય એવું અનવદ્ય સામાયિક આરાધ્યું છે; અને તેમની શાંત મુખમુદ્રા આપણને શિક્ષા આપી રહી છે કે આપણે પણ અનવદ્ય સામાયિકનો ખપ કરવો જોઈએ.’

# પરિજ્ઞા સામાયિક

## [ પૌદ્‌ગલિક સૌંદર્યથી આત્મિક સૌંદર્ય પર[1] ]

**ઇલાવર્ધન** નામનું એક નગર છે. ધનદત્ત નામનો એક શેઠ ત્યાં વસે છે. તેની સ્ત્રીનું નામ ધનવતી છે. ધનધાન્ય અને કીર્તિથી સમૃદ્ધ હોવા છતાં લગભગ વૃદ્ધ અવસ્થાએ પણ પુત્રમુખ-સુખનું દર્શન ન પામવાથી તેઓ ખિન્ન રહેવા લાગ્યાં. કોઈ નિમિત્તિયાના કહેવાથી તે શેઠ એ નગરની ઇલાદેવીની ઉપાસના કરવા લાગ્યા. કઠોર તપ સહિત ઉપાસનાથી ઇલાદેવી પ્રસન્ન થયા અને વર માગવાનું કહ્યું. શેઠે પુત્રપ્રાપ્તિનો વર માગ્યો. દેવીના વરના પ્રભાવથી ધનવતીને એક રૂપવાન પુત્રની પ્રાપ્તિ થઈ. પુત્રપ્રાપ્તિ ઇલાદેવીના પ્રભાવનું ફળ હોવાથી એ પુત્રનું નામ ઇલાચીપુત્ર[2] એવું રાખ્યું. કાલક્રમે ઇલાચી સોળ વર્ષની અવસ્થાએ પહોંચ્યો. એક દિવસે તે પોતાના મિત્ર સાથે ફરવા નીકળ્યો હતો. રસ્તામાં નટનું નાટક થતું હતું. નાટક જોવા બંને મિત્રો ઊભા રહ્યા. નાટક જોતાં જોતાં ઇલાચીની દૃષ્ટ નટની રૂપવતી પુત્રી જે ઢોલ વગાડતી હતી તેના ઉપર પડી. ઇલાચીને તેના રૂપ ઉપર અત્યંત મોહ થયો અને તેને પરણવાનો મનમાં નિશ્ચય કર્યો.

---

૧. જુઓ પરિશિષ્ટ ૨.

૨. 'ચી' એ મરાઠી છઠ્ઠી વિભક્તિનો પ્રત્યય છે અને તેનો ગુજરાતી પર્યાય 'નો' છે, એટલે ઇલાચી અર્થાત્ 'ઇલાનો.'

એ કાળની રિસાવાની રીત પ્રમાણે ઘેર આવી બોલ્યાચાલ્યા વિના એક તૂટેલા ખાટલા ઉપર ઇલાચી સૂઈ ગયો. સાંજ થવા આવી છતાં રીસમાં અને રીસમાં તે ઊઠ્યો પણ નહિ. માતપિતાએ તેને ઘણું પૂછવા માંડયું પણ કાંઈ જવાબ આપ્યો નહિ. તેના મિત્રને બોલાવ્યો અને તેના તરફથી રિસાવાનું કારણ જાણ્યું. શેઠ અને શેઠાણીએ નટની નીચ જાતિની પુત્રી કરતાં સ્વજાતિની સુંદર કન્યા પરણાવવા ઘણું ઘણું સમજાવ્યો છતાં પુત્ર કોઈ રીતે સમજ્યો નહિ. અંતે માતપિતાએ પુત્રની ઇચ્છા પ્રમાણે નટને વીનવ્યો, પરંતુ નટે ઉત્તર આપ્યું કે, 'તમારો પુત્ર અમારી કળામાં હોશિયાર થઈ કોઈ રાજાને એ કળા દેખાડી તેનું દાન મેળવી અમારી જ્ઞાતિને પોષે તો મારી પુત્રીને તેની જોડે પરણાવું.' નટની પુત્રીમાં ગાઢ મોહને લઈને ઇલાચીએ એ કઠણ શરત પણ કબૂલ રાખી અને થોડાક જ કાળમાં નટની કળામાં નિષ્ણાત થયો.

નટવા સાથે ગામેગામ ફરતાં ઇલાચી બેનાતટ નગરમાં આવી પહોંચ્યો. વિવિધ જાતના એ નાટચપ્રયોગો શીખ્યો હતો. ત્યાંના રાજાને વિનંતિ કરી નાટચપ્રયોગો જોવા આમંત્રણ કર્યું. રાજાએ તેમની વિનંતિ સ્વીકારી. નિર્ણિત વખતે નગરજનો, રાજ્યાધિકારીઓ, રાજા અને રાણી ઇલાચી પુત્રના ખેલો જોવા લાગ્યાં. જોતાં જોતાં રાજા અને રાણી સિવાય સર્વે ખૂબ જ આશ્ચર્ય પામ્યા વાંસ ઉપર વિવિધ ખેલો કર્યા પછી ઇલાચીએ નીચે ઊતરી રાજા સહિત સર્વે નગરજનોને પ્રણામ કર્યા, ત્યારે રાજાએ કહ્યું: 'અમે તમારા ખેલો જોયા નથી, તેથી અમને તે ફરીથી દેખાડો.'

રાજાને ખેલ નહિ જોવાનું કારણ એ હતું કે નટની પુત્રાના રૂપ ઉપર રાજાને પણ મોહ થયો હતો અને રાણીને ઇલાચી પુત્રના રૂપ ઉપર મોહ થયો હતો. રાજા એથી એમ ઇચ્છતો હતો કે વાંસ ઉપરથી એ પડે તો નટપુત્રીને મારા અંતઃપુરમાં લઈ જાઉં.

ઇલાચીએ બીજી વેળા પણ અદ્ભુત ખેલો કર્યા અને પ્રેક્ષકોનાં મનરંજન કર્યા, પરન્તુ રાજા તો પ્રસન્ન ન જ થયો. આથી

બીજી વેળા પણ રાજાએ ખેલ નહિ જોયાનું કહ્યું, એટલે ઇલાચીએ ત્રીજી વખત વાંસ ઉપર આરોહણ કર્યું અને ખેલનો પ્રારંભ કર્યો, પણ એટલામાં જ વાંસ ઉપરથી તેની દૃષ્ટિ શેરીની એક હવેલી જેમાં કોઈ શેઠની અત્યંત રૂપવતી શેઠાણી મુનિરાજને મોદક વહોરાવતી હતી તેના ઉપર પડી.

ઇલાચી આ શેઠાણીના રૂપની સાથે નટપુત્રીના રૂપની તુલના કરવા લાગ્યો તો જણાયું કે આ તો હંસણીની પાસે કાગડી જેવી છે. તેના ઉપર મને શા માટે મોહ થયો ?

પરંતુ મુનિરાજ આ રૂપના અંબાર જેવી મોદક વહોરાવતી સ્ત્રી ઉપર પણ નજર ન નાખતા નીચે મુખે મોદક વહોરતા હતા, એટલે ઇલાચીને વિચારણા ઉદ્ભવી કે આ મુનિરાજના હૃદયમાં એવું તે કયું સૌંદર્ય હશે કે તે સ્ત્રીના ઉપર તેમની નજર પણ પડતી નથી. આમ વિચારણા કરતાં અંતર્મુખ વૃત્તિ ઉત્પન્ન થઈ. મોહનો અંધાર પડદો દૂર થયો અને આત્માનું ભાન થયું કે ત્રણે લોકમાં સુંદરમાં સુંદર કોઈ પણ વસ્તુ હોય તો તે આત્મા છે. ખરું સૌંદર્ય તો આત્માનું. આમ આત્મામાં સ્થિર થતાં તેને વાંસની ઉપર જ કેવળજ્ઞાન પ્રગટયું.

આ કેવળજ્ઞાનની જ્યોતિથી તેને જણાયું કે રાજાને પણ નટપુત્રીના પૌદ્ગલિક રૂપ ઉપર મોહ થયો છે.

આ હકીકત જ્યારે રાજાના અને રાણીના જાણવામાં આવી ત્યારે મોહ ઉપર તેમને તિરસ્કાર છૂટયો અને આંતર દૃષ્ટિ કરતાં તેઓ ઉભયને પણ કેવળજ્ઞાન પ્રગટયું.[1]

---

૧. કસ્તૂરિ મૃગની નાભિમાં કસ્તૂરિની સાચી સુગંધી હોય છે, અને એ મૃગના દોડવાથી એ સુગંધીનો પ્રવાહ વનનાં બીજા વૃક્ષો ઉપર પણ પડે છે. મોહથી કસ્તૂરિ મૃગ એમ સમજે છે કે આ વૃક્ષો સુગંધી છે, તેમ મનુષ્ય પણ પોતાનામાં રહેલા પરમ સુંદર એવા આત્માને જાણતો નથી અને પૌદ્ગલિક સુંદરતા જે આત્માની પરમ સુંદરતાનો આભાસ માત્ર છે તેના ઉપર મોહી જાય છે. એ કલ્પિત મોહ ખસતાં આત્માના અનંત ગુણોમાંનો **પરમ સુંદરતાનો** ગુણ પ્રગટે છે. શુદ્ધ જ્ઞાન, બળ, ને સૌન્દર્યનું સ્થાન આત્મા છે; તો આત્માથી ઇતર વસ્તુમાં મોહ રાખી જીવ શા માટે મૂંઝાય છે ?

# પ્રત્યાખ્યાન સામાયિક[1]

## [ અમાત્ય તેયલિ[2] ]

**શ્રમણ ભગવાન** મહાવીરે કહેલો નાયાધમ્મકહાના તેરમા અધ્યયનનો અર્થ જાણ્યો તો હવે તેના ચૌદમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યા: "તેયલિપુર નગરમાં કનકરથ નામે રાજા હતો. તેને પદ્માવતી નામે રાણી હતી તથા સામ, દામ, ભેદ અને દંડ એ ચારે પ્રકારની રાજનીતિમાં કુશળ એવો તેયલિપુત્ર નામે અમાત્ય હતો.

તે નગરમાં મૂષિકાદારક નામે એક સોની રહેતો હતો. તેને ભદ્રા નામની સ્ત્રી અને રૂપ, યૌવન તથા લાવણ્યમાં ઉત્કૃષ્ટ એવી પોટ્ટિલા નામે પુત્રી હતી.

એક વાર તે પોટ્ટિલા પોતાના આવાસની અગાસી ઉપર પોતાની સખીઓ સાથે સોનાના દડાથી રમતી હતી. તે વખતે અશ્વારૂઢ થઈ,

---

૧. જુઓ પરિશિષ્ટ ૩,

૨. જુઓ ભગવાન મહાવીરની ધર્મકથાઓ. પૃ. ૧૦૪. અનુ૦ રા. રા. પંડિત બેચરદાસ જીવરાજ દોશી.

મોટા પરિવાર સાથે અશ્વવાહનિકા માટે નીકળેલા તેયલિપુત્રે તેને દૂરથી જોઈ, તેના રૂપ ઉપર મુગ્ધ થઈને તેણે તેને લગતી ખાસ હકીકત પોતાના માણસોને પૂછી લીધી અને ઘેર પાછા ગયા બાદ તે સોનીને ત્યાં તેની કન્યાનું માગું કરવા પોતાના માણસો મોકલ્યા તથા કહેવરાવ્યું કે જે શુલ્ક જોઈએ તે લઈને પણ તારી કન્યા મને પરણાવ.

તે સોનીએ ઘણી ખુશીથી આવેલા માણસોના સ્વાગત સાથે મંત્રીનું કહેવું સ્વીકાર્યું અને પોતે જાતે મંત્રીને ઘેર તે વાત કહેવા ગયો. પછી વિવાહાર્થી તેયલિપુત્ર પોટ્ટિલા સાથે એક પાટ ઉપર બેઠો. બંનેએ સ્નાન કર્યું તથા હોમ કર્યાં. ત્યારબાદ કુટુંબીઓને જમાડીને વિદાય કર્યાં પછી અમાત્ય તેયલિપુત્ર પોટ્ટિલા સાથે સુખે સુખે રહેવા લાગ્યો.

રાજા કનકરથ રાજ્ય તેમજ અંતઃપુરમાં અત્યંત આસક્ત હતો. તેની એ આસક્તિ એટલી બધી હતી કે પોતાનો એક પણ પુત્ર રાજ્યને લાયક ન રહે તે માટે તે પોતાને થતા દરેક પુત્રનાં અંગ પ્રત્યંગો છેદી નાખતો. તેની રાણીએ વિચાર કર્યો કે આ રાજા એવો દુષ્ટ છે કે તે મારા એક પણ દીકરાને ગાદીનો વારસ નહિ થવા દે. તેથી તેણે અમાત્ય સાથે મળીને પોતાને હવે થનારા એક પુત્રને બચાવી લેવાની ગોઠવણ કરી.

યોગ્ય વખતે રાણીને પુત્ર થયો. અગાઉથી ગોઠવ્યા મુજબ તેણે તે પુત્રને પોતાની ધાત્રીદ્વારા અમાત્યને ત્યાં છૂપી રીતે મોકલી આપ્યો. તે વખતે પોટ્ટિલાએ એક મરેલી છોકરીને જન્મ આપ્યો હતો. તે છોકરીને છોકરાને સ્થાને રાણી પાસે મૂકવામાં આવી.

રાણીને પ્રસવ થયો છે એવું જાણતાં જ રાજા તેની પાસે ત્વરાથી આવી પહોંચ્યો, પણ મૂએલી છોકરીને જોઈને ત્યાંથી પાછો ચાલ્યો ગયો.

હવે પેલો રાજપુત્ર અમાત્યને ત્યાં મોટો થવા લાગ્યો. તેનું નામ મોટી ધામધૂમ સાથે કનકધ્વજ રાખવામાં આવ્યું.

વખત જતા અમાત્યને પોટ્ટિલા ઉપર અભાવ થયો. તેથી તે ઘણી ખિન્ન થઈ, પણ અમાત્યે તેના ખેદનું નિવારણ કરતાં કહ્યું કે, 'હે દેવાનુપ્રિયે! તારે ખેદ કરવાનું કારણ નથી. તું મારા રસોડામાં આવતાં તમામ શ્રમણો, બ્રાહ્મણો અને ઇતર માગણોને નિરંતર દાન દીધા કર.'

ત્યારથી પોટ્ટિલા તે પ્રમાણે કરતી સુખેથી રહે છે. એવામાં વખત જતાં સુવ્રતા નામની બ્રહ્મચારિણી, બહુશ્રુત અને બહુ પરિવાર વાળી આર્યા ગામેગામ ફરતી ફરતી ત્યાં આવી, તથા સંયમ અને તપથી પોતાના આત્માને વાસિત કરતી થોડો વખત ત્યાં રહી. તે આર્યાનો એક સંઘાટક [સંઘાડો] ભિક્ષા સમયે અમાત્યના ઘરમાં આવ્યો. પોટ્ટિલાએ તેને ઘણા આદરથી ભિક્ષા આપી અને વિનંતિ કરીઃ

'હે આર્યા! હું પહેલાં અમાત્યને અત્યંત ઇષ્ટ હતી પણ હવે હું તેને ગમતી નથી, તો એવું કોઈ ચૂર્ણ, મંત્ર, કામણ કે વશીકરણ છે વા કોઈ ઔષધિ છે કે જેનાથી હું ફરી વાર તેને ઇષ્ટ થાઉં?'

આ વાત સાંભળીને પોતાના બંને કાન દાબીને તે આર્યાઓ બોલીઃ 'હે દેવાનુપ્રિયે! અમે તો શ્રમણ નિર્ગ્રંથીઓ તથા બ્રહ્મચારિણીઓ છીએ. તારું આવું કથન તો અમારાથી સાંભળી પણ ન શકાય, પણ જો તારી ઇચ્છા હોય તો અમે તને કેવળીએ જણાવેલા ધર્મનો ઉપદેશ કરીએ કે જેનાથી તને આ સંસારના સુખ કરતાં અનંતગણું સુખ પ્રાપ્ત થાય.'

પોટ્ટિલાએ તેમ કરવાની ઇચ્છા જણાવતા, તે શ્રમણીઓએ તેને શ્રમણોપાસિકાનો ધર્મ કહી સંભળાવ્યો. પોટ્ટિલાએ તેને સમજીને તેનો સ્વીકાર કર્યો. હવેથી શ્રાવિકા ધર્મને પાળતી પોટ્ટિલા કોઈ સંત કે સતી પોતાને ત્યાં આવી ચડે તો ખૂબ આદરથી યોગ્ય ભિક્ષા આપતી સુખેથી રહે છે.

એક વાર પોટ્ટિલાને વિચાર આવ્યો કે હું મારા ચિત્તની શુદ્ધિ માટે હમેશાં તે સુવ્રતા આર્યા પાસે રહું તો ઠીક. તે માટે તે અમાત્ય તેયલિપુત્રની અનુમતિ લેવા ગઈ.

અમાત્યે કહ્યું: "તું આર્યાઓની અંતેવાસિની થયા બાદ જ્યારે કાળ કરીશ ત્યારે જરૂર કોઈ સદ્દગતિમાં જઈશ. ત્યાંથી તું આવીને મને બોધ આપવાની કબૂલાત આપે તો હું તને આર્યાઓની અંતેવાસિની થવાની રજા આપું.'

પોટ્ટિલાએ તેની તે વાત સ્વીકારી. ત્યાર બાદ અમાત્ય અને પોટ્ટિલા બંને સુવ્રતા આર્યા પાસે ગયાં. પોટ્ટિલાને આગળ કરીને અમાત્યે તે આર્યાને કહ્યું: 'હે દેવાનુપ્રિયે! આ પોટ્ટિલા મારી સ્ત્રી છે. તે પોતાની ચિત્તશુદ્ધિ માટે તમારી સહવાસિની થવા ઇચ્છે છે, તો હું તમને આ શિષ્યાની ભિક્ષા આપું છું. તમે તેનો સ્વીકાર કરો.'

આર્યાએ તેને સ્વીકારીને તથા પ્રવ્રજિત કરીને પોતાના સંઘમાં રાખી. તે પોટ્ટિલા અગિયાર અંગોને ભણી અને ઉગ્ર સંયમ તથા તપ આચરતી આચરતી વિશિષ્ટ ચિત્તશુદ્ધિ સાથે રહેવા લાગી. વખત જતાં મૃત્યુ સમય નજીક આવ્યો જાણીને તે તપ અને સયમમાં વધારે ઉદ્યત થઈ. છેવટે કાળ કરીને તે દેવયોનિમાં ઉત્પન્ન થઈ.

રાજા કનકરથ અવસાન પામ્યો. પ્રજાએ તેની પાછળ લૌકિક કાર્ય કરીને તેને સ્થાને હવે ગાદી કોને આપવી એ વિષેનો વિચાર અમાત્ય પાસે મૂકયો. અમાત્યે પોતાને ત્યાં રહેલા રાજપુત્ર કનકધ્વજનો નિર્દેશ કર્યો અને તેને પોતાને ત્યાં કેમ રાખેલો તે બધું વિગતવાર કહી સંભળાવ્યું.

કનકધ્વજનો રાજ્યાભિષેક થયો. કનકધ્વજની માતા પદ્માવતીએ તેને કહ્યું: 'હવે તારે આ અમાત્યને જ પિતા તરીકે સમજવાના છે. તેમના પ્રતાપથી જ તું આ સિંહાસન ઉપર આવી શકયો છે.' હવે કનકધ્વજ, અમાત્ય તેયલિપુત્ર ઉપર બહુ પ્રીતિ રાખતો પોતાનો રાજકારભાર ચલાવે છે.

પોટ્ટિલાને દેવયોનિમાં ગયા બાદ પોતે અમાત્ય સાથે કરેલી શરત યાદ આવી. તેણે અનેક પ્રકારે અમાત્યને ધર્મબોધ કરાવવાનો પ્રયત્ન કર્યો, પણ તેની સુખશીલતાને કારણે તેને સમજાવવામાં તે પોટ્ટિલ દેવ સફળ નીવડ્યો નહિ. છેવટે તેણે મંત્રીને જ્ઞાન આપવા તેની અને રાજાની વચ્ચે વિરોધ ઊભો કર્યો. તેથી કરીને હમેશાંની માફક જ્યારે મંત્રી રાજા પાસે આવ્યો ત્યારે રાજાએ તેનો જરાય આદર ન કર્યો. જે રાજા પોતાને ઘણા સન્માન અને આદરથી રોજ બોલાવતો તેને આજે આમ બદલાયેલો જોઈને અમાત્ય ઘણો ખેદ પામ્યો તથા રાજા પોતાને અકાળે મોતે મરાવી નંખાવશે તે શંકાથી અત્યંત ભયભીત થયો.

તે જલદીથી પોતાને ઘેર પાછો આવ્યો, પરંતુ ત્યાં પણ તેનાં માતપિતા કે સેવકોએ તેનો આદર ન કર્યો. હવે તો તેણે મરવાનો વિચાર કરીને કાલકૂટ વિષ ખાધું, પણ તેને તેની કશી અસર ન થઈ. પોતાની તરવારને ડોક ઉપર ચલાવી, તે પણ નિષ્ફળ ગઈ. ગળાફાંસો ખાવા ગયો ત્યારે ફાંસો જ તૂટી ગયો. મોટી શિલાને ડોક સાથે બાંધી ઊંડા પાણીમાં પડ્યો પણ મર્યો નહિ. છેવટે તે ઘાસની ગંજીમાં આગ નાખી તેમાં પેઠો પણ અગ્નિ બુઝાઈ ગયો.

પછી તે લમણે હાથ દઈને ઊતરેલે મોંએ પોતાની આ દુર્દશાનો વિચાર કરવા લાગ્યો. તે વખતે પેલો પોટ્ટિલદેવ પોટ્ટિલાના રૂપે તેની સામે હાજર થયો અને બોલ્યો:

'હે તેયલિ! આગળ મોટો ખાડો છે, પાછળ ગાંડો હાથી ચાલ્યો આવે છે. બંને બાજુએ ઘોર અંધારું છે, વચ્ચે બાણો વરસે છે, ગામ સળગ્યું છે અને રણ ધગધગે છે. તો હે તેયલિ! હવે ક્યાં જવું?'

તેયલિ બોલ્યો: 'જેમ ભૂખ્યાનું શરણ અન્ન છે, તરસ્યાનું શરણ પાણી છે, રોગીનું શરણ ઔષધ છે અને થાકેલાનું શરણ વાહન છે,

તેમ જેને ચારે બાજુ ભય છે તેનું શરણ પ્રવ્રજ્યા છે. પ્રવ્રજિત થયેલા ક્ષાંત, દાંત અને જિતેન્દ્રિયને કશો ભય હોતો નથી.'

દેવે કહ્યું: 'હે તેયલિ! જ્યારે તું આ સમજે છે ત્યારે શા માટે ભય કરે છે?'

આ સાંભળીને તેયલિને પોતાના પૂર્વજન્મનું સ્મરણ થયું. તેને યાદ આવ્યું કે પહેલાં તે મહાવિદેહ ક્ષેત્રની, પુષ્કલાવતી વિજયમાં, પુંડરીકિણી રાજધાનીમાં મહાપદ્મ રાજા હતો. ત્યાં તે સાંસારિક ભોગવિલાસોને છોડીને સ્થવિરોના સંઘમાં રહેલો. ત્યાંથી મરીને તે મહાશુકલ કલ્પમાં દેવ થયો હતો અને ત્યાંથી તે અહીં અમાત્ય થયો છે,

તેણે નિશ્ચય કર્યો કે હવે પણ તેણે એવા જ પ્રકારના સંત સ્થવિરોના સહવાસમાં રહી, ચિત્તશુદ્ધિને અર્થે સંયમ આદરવો જોઈએ. આમ વિચારી તે તેયલિપુરના પ્રમદવન નામના ઉદ્યાનમાં જઈને ઉગ્ર સંયમી તરીકે રહેવા લાગ્યો. આ રીતે સંયમ, તપ અને ત્યાગપૂર્વક રહેતાં રહેતાં તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત જેવું જીવન ગાળવા લાગ્યો.

હવે રાજા કનકધ્વજને ખબર પડી કે અમાત્ય તેયલિપુત્ર તો ઉદ્યાનમાં એક યોગીની પેઠે રહે છે. પોતે વિનાઅપરાધે તેનો અનાદર કર્યો હોવાથી તે તેની પાસે જઈને વારંવાર ક્ષમા માગવા લાગ્યો. મંત્રી હવે સમભાવી થયેલો હતો એટલે તેણે એ રાજાને સમભાવ પ્રધાન ધર્મનો ઉપદેશ કર્યો.

રાજાએ પણ શ્રમણોપાસકની મર્યાદામાં આવે એટલો ધર્મ સ્વીકાર્યો. પછી તેયલિપુત્ર યોગી સંયમનો ઉપદેશ દેવાને ગામેગામ ફરતો ફરતો અંતે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયો.

હે જંબુ! ચારે બાજુ ભયથી ઘેરાયેલા મનુષ્યો પણ આસક્તિ

છોડીને ભાગ્યે જ ધર્માભિમુખ થવાનો પ્રયત્ન કરે છે એ હકીકત આ પ્રમાણે શ્રમણ ભગવાન મહાવીરે આ ચૌદમાં અધ્યયનમાં સમજાવેલી છે, જે હું તને કહું છું." એમ આર્ય સુધર્મા બોલ્યા.[1]

૧. 'સંસાર ભયથી ત્રાસેલાનું શરણ પ્રવ્રજ્યા છે, અભય એવો તે એક દાંત અને જિતેન્દ્રિય હોઈ શકે છે, એ બોધ આપવા માટે અને એ રીતે માણસને ધર્માભિમુખ કરવા માટે અમાત્ય તેયલીની વાર્તા છે. માણસને ચેતવણી આપવા માટે અત્યંત દયાભાવથી દેવો કોક વાર માણસને આફતમાં નાખે છે, એ વસ્તુનું સૂચન આ વાર્તામાં છે, એ તરફ ખાસ ધ્યાન ખેંચાવું જોઈએ. પૂરેપૂરા એકરાગ એવા રાજા અને અમાત્ય વચ્ચે વિરોધ ઉત્પન્ન કરવા પાછળ પોટ્ટિલ દેવનો શુભ હેતુ જ હતો. આ વસ્તુ ધ્યાનમાં રાખીને પણ માણસે વિપત્તિને વધાવી લેવી જોઈએ.' —ઉપોદ્‌ઘાતમાંથી

—દત્તાત્રય બાલકૃષ્ણ કાલેલકર

# ઉપસંહાર

## [ પ્રસન્નચંદ્ર રાજર્ષિ ]

**પોતનપુર** નગરમાં પ્રસન્નચંદ્ર રાજા રાજ્ય કરતો હતો. એકદા શ્રમણ **ભગવાન મહાવીર** સ્વામી વિહાર કરતાં કરતાં આ **નગરમાં** સમવસર્યા. **પ્રસન્નચંદ્ર** રાજા તેમને વાંદવા ગયો. પ્રભુની દેશના સાંભળી તેનું મન સંસારથી વિરક્ત થયું અને રાજ્યમાં આવી સમારંભ સાથે બાલકુમારને ગાદી ઉપર બેસાડી તેણે ભાગવતી દીક્ષા ગ્રહણ કરી.

દીક્ષા લીધા પછી અનેક સૂત્રોના પારગામી થઈ શ્રી **મહાવીર** સ્વામી સાથે એક સ્થળેથી બીજે સ્થળે વિહાર કરતા તેઓ **રાજગૃહ** નગરીમાં આવી પહોંચ્યા. **પ્રસન્નચંદ્ર** રાજર્ષિ એક સ્થાને ઊભા રહી ધર્મધ્યાને ચડ્યા.

શ્રમણ **ભગવાન મહાવીર** આવ્યા છે એ સમાચાર સાંભળી શ્રેણિક રાજા પોતાના પરિવાર સાથે તેમને વાંદવા ચાલ્યો.

શ્રેણિક રાજા સાથે પરિવારમાં સૌથી આગળ ચાલનારા સુમુખ અને દુર્મુખ નામના બે સેનાનીઓ હતા. તેઓ આગળ ચાલ્યા જતા હતા, એટલામાં સુદૃષ્ટિ રૂપ સુમુખે પ્રસન્નચંદ્ર રાજર્ષિને ધ્યાનમગ્ન જોયાં. આ જોઈને તે બોલ્યો: 'અહો! આવા ધ્યાનમગ્ન મુનિથી ઇચ્છિત વસ્તુ કે સ્વર્ગ કશું દૂર નથી.' અને તે ચાલતો થયો.

પાછળ કુદૃષ્ટિરૂપ દુર્મુખ આવતો હતો. તે રાજર્ષિને જોઈને બોલ્યો: 'અરે! આ તો **પોતનપુરનો** રાજા **પ્રસન્નચંદ્ર** છે. નાના

બાળકની દયા જાણ્યા વગર રાજ્યની ધૂરા વળગાડનાર આ રાજર્ષિ તે શાનો ધર્મી ? આના ગયા પછી મંત્રીઓ બાળરાજાની ગાદી લઈ લેવા માટે બીજા રાજા સાથે મળી ગયા છે; ઊલટો આથી આણે તો અધર્મ કર્યો. તેની પ્રજા બિચારી દુઃખી થશે, એનું એને ક્યાં ભાન છે.' અને તે પણ ચાલતો થયો.

પ્રસન્નચંદ્ર રાજર્ષિ આ વાત સાંભળી ધ્યાનમાંથી ચ્યુત થયા. પોતે ગ્રહણ કરેલા વ્રતને પણ ભૂલી ગયા અને તેઓ વિચારવા લાગ્યા: 'અરે મારા મંત્રીઓ કે જેને વિશ્વાસે મેં મારા બાળરાજાને સોંપ્યો છે, તેમણે જ મને દગો દીધો. આવા મંત્રીઓ તો શિક્ષા કરવા યોગ્ય છે!' આમ વિચારતાં તેઓ આર્તધ્યાન અને છેવટે રૌદ્રધ્યાને ચડ્યા. 'અરે! મારા અકૃતજ્ઞ મંત્રીઓને ધિક્કાર છે. જો આ વખતે હું ત્યાં હોત તો તેમને બરાબર શિક્ષા કરત.'

આ બાજુ શ્રેણિક રાજા ધ્યાનસ્થ પ્રસન્નચંદ્ર રાજર્ષિને ભાવપૂર્વક નમસ્કાર કરી શ્રી મહાવીર સ્વામી પાસે ગયો અને વિનયથી પૂછ્યું: 'હે ભગવન્! અહીં આવતાં રસ્તામાં મેં પ્રસન્નચંદ્ર રાજર્ષિને ધ્યાનમગ્ન જોયાં. મેં તેમને વંદન કર્યું. અત્યારે જો તેઓ કાળ કરે તો કઈ ગતિમાં જાય?'

'સાતમી નરકે.' ભગવાને શાંતિથી જવાબ આપ્યો.

શ્રેણિક રાજા આ સાંભળી આશ્ચર્ય પામ્યો. 'મારી સાંભળવામાં ભૂલ થઈ હશે' એમ સમજી તે શાંત રહ્યો; પરંતુ 'આવા ધ્યાનસ્થ મુનિ સાતમી નરકે શી રીતે જાય!' એ વિચારે તે મનમાં મૂંઝાયો એટલે થોડી વાર પછી તેણે ફરી પૂછ્યું: 'હે ભગવન્! મેં પ્રથમ તમારું કહેવું બરાબર સાંભળ્યું ન હતું એટલે કૃપા કરીને મને કહેશો કે પ્રસન્નચંદ્ર રાજર્ષિ અત્યારે કાળ કરે તો ક્યાં જાય?'

ભગવાને સ્મિત સહ જવાબ આપ્યો: 'સર્વાર્થસિદ્ધ વિમાને.'

શ્રેણિક આથી વધારે આશ્ચર્યમાં પડ્યો.

થોડી વાર પછી દેવદુંદુભિના નાદથી આકાશ ગાજી ઊઠ્યું અને એક પછી એક દેવો નીચે ઊતરવા લાગ્યા.

શ્રેણિકે આતુરતાથી ભગવાનને આનું કારણ પૂછ્યું.

ભગવાને કહ્યું : 'હે શ્રેણિક! જ્યારે તું અહીંયાં આવતો હતો ત્યારે તેં જેને વંદના કરી હતી તે પ્રસન્નચંદ્ર રાજર્ષિને કેવળજ્ઞાન થયું.'

શ્રેણિક આથી શંકામાં પડ્યો.

સર્વજ્ઞ શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ શ્રેણિકને શંકામાં પડેલ જોઈ તેની શંકાનું સમાધાન કરતાં કહ્યું: 'હે શ્રેણિક! તેં જ્યારે રાજર્ષિને વંદના કરી ત્યારે તો તે આર્ત અને રૌદ્રધ્યાને ચડેલા હતા; કારણકે 'બાળરાજાને મારીને મંત્રીઓ રાજ બીજા રાજાને સોંપશે' એવું દુર્મુખના મુખેથી સાંભળી તેમને મંત્રીઓ ઉપર એકદમ ક્રોધ ચડ્યો હતો અને તેની સાથે યુદ્ધ કરવાને પ્રવર્ત્યા હતા, આથી તેં જ્યારે મને આવીને પૂછ્યું કે અત્યારે મૃત્યુ પામીને તેઓ કઈ ગતિએ જાય ત્યારે તેથીજ મેં એવો જવાબ આપ્યો હતો કે સાતમી નરકે, પરંતુ પાછળથી મંત્રી સાથે યુદ્ધ કરતાં કરતાં શસ્ત્ર વડે તે મંત્રીઓને મારવા તૈયાર થયા. પાસે એક પણ શસ્ત્ર ન હતું એટલે માથા ઉપરનો મુકુટ મંત્રીઓને મારવા માટે લેવા ગયા; પરંતુ માથે હાથ જતાં જ લોચ કરેલો જણાયો. આથી એકદમ તેમનામાં પરિવર્તન થયું. પોતે ધ્યાનથી ઊતરી પડ્યા અને સંસારવાસના તરફ ઘસડાયા એ બદલ તેમને ખૂબ જ પશ્ચાત્તાપ થવા લાગ્યો. ધીમે ધીમે રૌદ્રધ્યાનમાંથી આર્તધ્યાનમાં અને ત્યાંથી શુભધ્યાને ચડતાં શુક્લધ્યાને ચડી ગયા. પોતાના વ્રતભંગ બદલ પશ્ચાત્તાપ થતાં મોહકર્મના આવરણો દૂર ખસી ગયા અને અશુભ કર્મોનો નાશ થયો. તે વખતે તેં મને ફરી વખત પૂછ્યું કે અત્યારે કાળ કરે તો તેઓ ક્યાં જાય, ત્યારે મેં જવાબ આપ્યો કે સર્વાર્થસિદ્ધ વિમાને. ત્યાર પછી તરત જ તેમને કેવળજ્ઞાન થયું અને તેનો ઉત્સવ ઊજવવા દેવતાઓને એકઠા કરવા માટે વગાડાતો આ દુંદુભિનાદ સંભળાય છે તેમ જ દેવો આવતા જતા દેખાય છે.'

શ્રેણિકે ત્યાં રહ્યા રહ્યા રાજર્ષિને ભક્તિપૂર્વક વંદના કરી.

દ્રવ્ય દીક્ષિત પરંતુ ભાવે હિંસક પરિણામવાળા થવાથી મનોયોગથી એવાં કર્મવર્ગણાના પુદ્‌ગલો ગ્રહણ થયાં કે સાતમી નારકીએ જો આયુષ્યનો બંધ થયો હોત તો રાજર્ષિ પ્રસન્નચંદ્રની ત્યાં ગતિ થાત અને અત્યંત યાતના ભોગવવી પડત.

પરંતુ જ્યારે તેઓ મુકુટ મારવાની તૈયારી કરે છે ત્યારે દ્રવ્યલિંગનું ચિહ્‌ન જે મુંડન તે તેમને ભાવદીક્ષાનું સ્મરણ કરાવે છે અને તેથી આલોચના કરતાં રૌદ્રધ્યાન, આર્તધ્યાનનો સમૂળગો ત્યાગ કરી, ધર્મધ્યાને પશ્ચાત્તાપ કરી, અશુભ કર્મોને નિર્જરી, એવા શુભ પુદ્દગલો ગ્રહણ કરે છે કે જેથી સર્વાર્થસિદ્ધની સ્થિતિ લાવી આપે. એવા શુભ કર્મોથી જો દેવાયુષ્યનો બંધ કર્યો હોત તો તે ગતિમાં તેઓ સુખ ભોગવત; પરંતુ એ શુભ પુદ્દગલોને પણ નિર્જરી આત્મસ્થ રાખનાર શુકલ ધ્યાને ચડતાં—તેના પહેલા અને બીજા પાયામાં રહેતાં એ જ ભવમાં તેઓ કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે; માટે સામાયિકના પરમ જિજ્ઞાસુએ પૂર્વ કર્મના યોગે અશુભમાંથી શુભ અધ્યવસાયમાં અને શુભમાંથી શુદ્ધ આત્મસ્વરૂપમાં પ્રવેશ કરવો કે જેથી સામાયિક વડે શ્રી **વીરે** કેવળજ્ઞાનાદિ અનંતચતુષ્ટય પ્રાપ્ત કર્યાં તે આપણામાં પણ પ્રગટ થાય.

૧

# દૃઢપ્રહારી

## [ સમભાવ ]

**કેટલાય** દિવસના મહાવત્ને એક બ્રાહ્મણના ચાર છોકરાં ખીર ખાવાને ભાગ્યશાળી થયા હતા. ખીર થઈ અને જેવી ભાણામાં પિરસાણી કે તેને ત્યાં જ ચોરોની ધાડ આવી પહોંચી. ચોરો ઘરમાં પેસી ચારે ખૂણા તપાસી વળ્યા. આ વખતે બ્રાહ્મણ નદીએ નાહવા ગયો હતો એટલે ચોરને રોકનાર કોઈ મળ્યું નહિ, પરંતુ ત્યાંથી કશું મળ્યું નહિ એટલે તેઓ પાછા ફર્યા. ત્યાં તેમણે બે નાના છોકરાંને ખીર ખાતા જોયાં. ચોરોને ભૂખ લાગી હતી એટલે ખીરના ભાણા ઉપર તરાપ મારી અને ખીર ઝૂંટવી ખાવા લાગ્યા.

એટલામાં ગામમાં ચોર આવવાની ખબર પડતાં બ્રાહ્મણ વેગ પાછો ફરતો હતો. તેણે પોતાને ત્યાં ધાડ પડવાના સમાચાર સાંભળ્યા. આથી તે ક્રોધે ધૂંધવાઈ કમાડ આડે રાખવાનું ભોગળ હાથમાં લઈ ઘરભણી દોડ્યો.

આવી રીતે બ્રાહ્મણને વિકરાળ સ્વરૂપમાં આવતો જોઈ ચોરોએ તેનો સામનો કરવાનો નિશ્ચય કર્યો અને ખીર ખીરને ઠેકાણે રહી. બ્રાહ્મણ આવી પહોંચ્યો અને ચોર સાથે તેણે લડવું શરૂ કર્યું.

લડતા લડતા બ્રાહ્મણે એવી બહાદુરી બતાવી કે ભોગળ વડે વડે એક બે ચોરને જમીનદોસ્ત કર્યા. આ જોઈ બીજા ચોરો નાસી ગયા; પરંતુ એક ચોર કે જે બધા ચોરનો નાયક હતો તે આગળ

આવી ઊભો અને બ્રાહ્મણ સામે તરવાર ઉગામી એવા તો જોરથી ફટકો લગાવ્યો કે બ્રાહ્મણના બે કકડા થઈ જમીન ઉપર તરફડવા લાગ્યા અને ભોગળ દૂર જઈ પડયું.

ચોર પોતાનું પરાક્રમ બતાવી જતો હતો એટલામાં તે જ બ્રાહ્મણના ઘરની ગાય વચ્ચે આવીને ઊભી. 'વળી ક્યાં આ નડતર આવ્યું' એમ વિચારી ક્રોધે ભરાઈ તેણે બીજા ઘા વડે ગાયનો જીવ લીધો અને પોતાનો માર્ગ મોકળો કર્યો.

પરંતુ એવામાં તે બ્રાહ્મણની પૂર્ણ માસવાળી ગર્ભવંતી સ્ત્રી વચ્ચે આવી ઊભી. ચોરને તો પોતાનો માર્ગ નિષ્કંટક બનાવવો હતો, એટલે બમણા જોરથી ત્રીજો ઘા સ્ત્રી ઉપર કર્યો. ઘા પડતાં ન પડતાં સ્ત્રી તેમ જ તેના ગર્ભના બે કટકા થયાં અને તે નીચે તરફડવા લાગ્યાં.

પણ આ દૃશ્ય કંઈક જુદી જ જાતનું હતું. સ્ત્રીના બે કટકા અને તેમાંય તેના ગર્ભના બે કટકાનો તરફડાટ ચોરથી ન જોઈ શકાયો. તેનું હૃદય હચમચી ઊઠયું. તે વિચારવા લાગ્યો: 'અરે! આ નિર્દોષ બાળકને મેં ક્યાં માર્યો. તેના માબાપ અને ગાય હું નાસી ન જઉં એટલા માટે સામે થયા હતાં, પણ આ નાનકડું બાળક, તેનો શો દોષ! મારાથી આ નિર્દોષની હત્યા થઈ.' આમ વિચારતાં તેની દૃષ્ટિ ચારે બાજુ ફરી વળી. એક બાજુ મા અને તેના બાળકના કકડા, બીજી બાજુ ગાયના બે ભાગનો તરફડાટ અને ત્રીજી બાજુ બ્રાહ્મણના શરીરના બે કટકામાંથી વહેતી લોહીની નદી તેમ જ તેની પાસે તેમના ગભરાયેલાં નાના છોકરાંને વિલાપ કરતાં જોઈ દયાના એક નાના સરીખડા ઝરાએ તેના હૃદયમાં પ્રવેશ કર્યો. તેનું ક્રૂર હૃદય સૂર્યના પ્રખર તાપમાં હિમાલયમાંથી પથ્થર જેવો બરફ ઓગળે તેમ ગળવા લાગ્યું.

ધીમે ધીમે તે વિચારશ્રેણીમાં આગળ ધપવા લાગ્યો: 'બળ અજમાવવાનું સ્થાન ન મળતાં આજે મને આ ચાર ઘોર પાપ કરવાની ક્યાંથી મતિ સૂઝી. બ્રહ્મહત્યા, સ્ત્રીહત્યા, બાળહત્યા અને ગૌહત્યા—

આવા મહાપાપથી હવે નિવૃત્તિ શી રીતે મળે ?' આમ વિચારતાં તેનો આત્મા અતિચિકટ પ્રાણાતિપાતરૂપી કાદવમાંથી નીકળવા લાગ્યો.

આમ કેટલાય વિચારોરૂપી વમળમાં ગૂંચવાતા ઉતાવળથી તે પોતે લૂંટેલ કુશસ્થલ નગરની બહાર પૂર્વ દરવાજે આવી પહોંચ્યો.

થોડે દૂર ગયો પણ પાછો વિચારના મોટા ભ્રમરમાં સપડાયો. તેમાંથી નીકળવાને મહાપ્રયત્ન કરતાં છેવટે તેણે નક્કી કર્યું કે 'મારા આ પાપને ધોઈ નાખવાને માટે, જ્યાંસુધી આ ગામના લોકો મારા પાપ સંભારી આપશે ત્યાંસુધી હું આહારાદિનો ત્યાગ કરી આ ગામના કોટની પાસે જ ધ્યાનમુદ્રાએ રહીશ.' અને એ પ્રમાણે ભાવચારિત્ર ગ્રહણ કરી તે ગામના પાસે ઊભો.

બીજે દિવસે ગામના લોકોએ જ્યારે એને જોયો ત્યારે તેઓએ આ બ્રાહ્મણ અને તેની સ્ત્રીનો ઘાતક છે,' 'આ ચોર છે,' 'અત્યારે એ યોગી–બગભગત થઈ ધ્યાનમાં ઊભો છે' એમ જુદી જુદી જાતના હલકાઓની નવાજેશ કરતાં ધૂળ, પથ્થર અને તિરસ્કારનો વરસાદ વરસાવ્યો.

આવી રીતે દોઢ માસ જતાં હંમેશા ચીડવીને—શિક્ષા કરીને લોકો કંટાળી ગયા, એટલે પેલા ભાવમુનિએ સ્થાનાંતર કરી દોઢ માસ સુધી પશ્ચિમ, દોઢ માસ સુધી ઉત્તર અને દોઢ માસ સુધી દક્ષિણ દરવાજે કાયોત્સર્ગ મુદ્રાએ કાળ વ્યતીત કર્યો.

હવે કેટલાક લોકોને આ ભાવ મુનિ માટે—જે મુનિ છ છ માસથી આહાર નહોતા લેતા તેમને માટે માન ઉત્પન્ન થયું, આથી ચોરનો નાયક (ભાવ મુનિ) શહેરમાં વહોરવા ગયો; પરંતુ હજુ કેટલાક લોકોથી તેના પાપ વિસરાયા નહોતા તેથી 'તું તો અમારું ધન લૂંટી જનાર છે,' 'તું તો લુચ્ચો છે' એવાં જુદાં જુદાં ગાલીપ્રદાનો દઈ લોકો તેનું પાપ સંભારી આપવા લાગ્યાં. આમ હજુ પણ પોતાનો અભિગ્રહ પૂર્ણ ન થયો સમજી પાછો તે (ભાવ મુનિ) બહાર દરવાજે આવી આહાર લીધા વગર ધ્યાનમાં ઊભો.

છ માસના ઉપવાસ અને લોકોના પ્રહારથી તેનું શરીર ખાલી માળા જેવું થઈ રહ્યું. માંસ કે લોહીનું નામનિશાન ન મળે. ફક્ત એ

ખાલી હાડપિંજરમાં તેનો આત્મા તગતગી રહ્યો. પરંતુ જે આત્મા ચોરની અવસ્થામાં પિંજરામાં પુરાયેલો હતો તે જ આત્મા એ પિંજરાને—અશુભ કર્મોને તોડીફોડીને બહાર આવવા શક્તિમાન થયો. ૭ મહિનામાં તેણે કેટલાંક અશુભ કર્મો ભોગવી લીધા અને રહ્યાંસહ્યાં બાકીનાં કર્મોનો શુભ અધ્યવસાયે ચડતાં ક્ષય કરી કૈવલ્ય પ્રાપ્ત કર્યું. હવે તે ચોરના નાયક મટી આખા જગતના નાયક થયા; પરંતુ બાહ્ય દેખાતું આ શરીર કૃશ થઈ જવાથી તેમનો આત્મા **नथी देहो न आउ कम्मं न पाण जोणीओ साइ अणंता तेसिं** (એવી) સ્થિતિએ પહોંચી ગયો,

× × ×

આ ચોર તે કોઈ એક નગરીનો બ્રાહ્મણ હતો. પરંતુ ખોટે રસ્તે ચડી જવાથી લોકોએ તેનો તિરસ્કાર કર્યો, એટલે તે ત્યાંથી એક જંગલમાં જઈ ચોરની પલ્લીમાં રહ્યો. તેની ચાતુરીથી તેમ જ બાહુબળથી પ્રસન્ન થઈ ચોરના નાયકે તેને પોતાના પુત્ર તરીકે રાખ્યો. કાળાંતરે ચોરનો નાયક મરી જવાથી તેના સ્થાને આ બ્રાહ્મણ આવ્યો. તેણે જ એક દિવસ કુશસ્થળ નામના ગામમાં એક બ્રાહ્મણને ઘેર ચોરી કરવા જતાં તેમાં ન ફાવવાથી ચારના જીવ લીધા અને પાછળથી ભાવ દીક્ષા ગ્રહણ કરી કૈવલ્ય પ્રાપ્ત કર્યું. આજે તો તેમનું નામ પ્રાતઃસ્મરણીય થયું છે.

જૂના ચોરના નાયકે ઘણી વખત તેની પરીક્ષામાં જોયેલું કે એ બ્રાહ્મણના એક જ ઘાથી સામી ગમે તેવી કઠણ વસ્તુ હોય તોપણ તેના બે કટકા થતા, આથી તેણે તેનું નામ દૃઢપ્રહારી રાખેલું. એક જ ઘાથી તેણે બેના જીવ લીધા હતા અને એક જ ઘાથી પોતાના સકળ કર્મોનો નાશ કરી તેમણે પોતાનું નામ સાર્થક કર્યું.

વંદન હો, અમને પણ એવા અમારાં ઘાતી કર્મો ઉપર દૃઢ પ્રહાર કરતાં શિખવનાર અને સર્વ જીવોમાં સમભાવે રહી કેવલશ્રીને વરનાર એ મુનિવર દૃઢપ્રહારીને !

# મલ્લિ[1]

**શ્રમણ** ભગવાન મહાવીરે કહેલો નાયાધમ્મકહાના સાતમા અધ્યનનનો અર્થ જાણ્યો, તો હવે આઠમા અધ્યયનનો શો અર્થ કહ્યો છે તે જણાવો એમ આર્ય જંબુએ પોતાના ગુરુ આર્ય સુધર્માને કહ્યું.

આર્ય સુધર્મા બોલ્યા:

"વિદેહની રાજધાની મિથિલામાં કુંભ નામે રાજા હતો. તેને પ્રભાવતી રાણી તથા મલ્લિ નામની પુત્રી અને મલ્લદિન્ન નામે પુત્ર હતાં. મલ્લિ રૂપ, લાવણ્ય અને યૌવનથી સર્વોત્કૃષ્ટ હોવા છતાં કુમારી અને આજીવન કૌમારવ્રત પાળવાનો તેનો સંકલ્પ હતો. તે અનુસાર રાજકુમારી હોવા છતાં તેની રહેણી, કરણી અને ખાનપાન બ્રહ્મચર્યને અવિરોધી એવાં સાદાં હતાં

એ સમયે કોશલમાં પડિબુદ્ધિ, અંગમાં ચંદ્રચ્છાય, કાશીમાં શંખ, કુણાલમાં રૂપ્પિ, કુરુમાં અદીનશત્રુ અને પંચાલમાં જિતશત્રુ નામે રાજાઓ રાજ્ય કરતા હતા.

કોશલના રાજાએ પોતાના મંત્રી સુબુદ્ધિ પાસેથી, અંગના રાજા ચંદ્રચ્છાયે ચંપાના વહાણવટીઓ પાસેથી, કાશીના શંખરાજાએ સોનીઓ પાસેથી, કુણાલના રૂપ્પિએ પોતાના વર્ષધર પાસેથી, કુરુના

૧. જુઓ. ભગવાન મહાવીરની ધર્મકથાઓ પૃ. ૭૭. અનુવાદક પંડિત બેચરદાસ જીવરાજ દોશી.

અદીનશત્રુએ એક ચિતારાના ચિત્ર ઉપરથી અને પંચાલના જિતશત્રુએ પોતાની રાજધાનીમાં આવેલી એક તાપસી પાસેથી મલ્લિના અપૂર્વ લાલિત્યની કીર્તિ જાણી.[1] તે બધાએ તે રાજકુમારી તરફ આકર્ષિત થઈને તેનું માગું કરવા પોતપોતાના દૂતો કુંભરાજા પાસે મોકલ્યા.

રાજા કુંભ પાસે આવીને દૂતોએ પોતપોતાના રાજાઓની માગણી કહી સંભળાવી, પરંતુ કુંભે તે બધાને નકારમાં જવાબમાં વાળ્યો.

આ માગાની વાત કુમારી મલ્લિ પાસે પણ પહોંચી. તેણે વિચાર્યું કે એ બધા રાજાઓ જરૂર ગુસ્સે થઈને તેના બાપ ઉપર ચડાઈ કરશે, માટે તે બધાને શાંત કરી સંયમશીલ બનાવવા માટે તેણે એક યુક્તિ ગોઠવી.

પોતાના મહેલના એક સુંદર અને વિશાળ ઓરડાની મધ્યમાં તેણે પોતાની એક આબેહૂબ સુવર્ણમૂર્તિ મુકાવી. તે મૂર્તિ અંદરથી પોલી હતી અને તેના માથા ઉપર કમળવાળું એક ઢાંકણું હતું. એ મૂર્તિને જોતાં જ સાક્ષાત્ મલ્લિ પોતે જ ઊભી હોય તેવો ભાસ થતો.

રાજકુમારી તે મૂર્તિના પેટમાં રોજ સુગંધી ખાદ્યો નાખ્યા કરતી. તેમ કરતાં કરતાં જ્યારે તે મૂર્તિ પૂરેપૂરી ભરાઈ ગઈ ત્યારે તેણે પેલું કમળવાળું ઢાંકણું તેના ઉપર મજબૂત રીતે બેસાડી દીધું.

આ તરફ પેલા રાજાઓએ દૂતોએ આણેલા જવાબ સાંભળીને ખૂબ ગુસ્સે થઈ કુંભ ઉપર ચડાઈ કરવાનો વિચાર કર્યો. એ જાણીને કુંભે પણ યુદ્ધની તૈયાર કરવા માંડી. થોડા દિવસમાં બંને પક્ષ વચ્ચે એક ભયંકર યુદ્ધ થયું, પણ કુંભ એકલો હોવાથી તેમાં ફાવી શક્યો નહિ, છતાં હતાશ થયા વિના તેણે તે યુદ્ધ ચાલુ રાખ્યું અને તે દરમ્યાન મોટી સંખ્યામાં આવેલા તે પ્રબળ શત્રુઓ ઉપર વિજય કેમ કરીને મેળવવો તેની ઉદ્વેગ સાથે ચિંતા કરવા લાગ્યો.

આ બાજુ મનુષ્યોનો સંહાર કરનારું તે ભયંકર યુદ્ધ જોઈને મલ્લિએ પોતાના પિતાને વિનંતિ કરી કે મારે ખાતર આવી ખૂન-

૧ જુઓ ભગવાન મહાવીરની ધર્મકથાઓ પૃષ્ઠ ૨૧૭–૨૨૬.

બાર લડાઈ લંબાવવાની જરૂર નથી. તમે તે બધા રાજાઓને એક વાર મારી પાસે આવવા દો તો હું જરૂર તેમને સમજાવીને શાંત પાડીશ.'

રાજા કુંભે, 'રાજકુમારી મલ્લિ તમને બધાને મળવા ઇચ્છે છે' એવો સંદેશો દૂત મારફતે તે રાજાઓને પહોંચાડ્યો. રાજાઓએ આથી સંતુષ્ટ થઈને પોતાનું સૈન્ય રણક્ષેત્રમાંથી પાછું ખેંચી લીધું.

હવે જે ઓરડામાં મલ્લિની સુવર્ણમૂર્તિ ગોઠવેલી હતી તે ઓરડામાં જ તે બધાને લઈ જવામાં આવ્યા. રાજાઓ તે મૂર્તિને જ મલ્લિ સમજી તેના રૂપમાં વળી વધારે લુબ્ધ થયા. ત્યારબાદ વસ્ત્રાભૂષણોથી સજ્જ થઈને રાજકુમારી મલ્લિએ તે ઓરડામાં પ્રવેશ કર્યો, ત્યારે જ રાજાઓને ભાન આવ્યું કે આ મલ્લિ નથી પણ મૂર્તિ જ છે. ત્યાં આવીને પોતાનું આસન લેતાં રાજકુમારીએ મૂર્તિ ઉપરનું ઢાંકણું ખોલી નાખ્યું.

ઢાંકણું દૂર થતાં જ અંદરથી નીકળતી તીવ્ર દુર્ગંધથી આખો ઓરડો એકદમ ભરાઈ ગયો અને રાજાઓએ અકળાઈને પોતાને નાકે પોતાના ખેસ ઢાંક્યા. તેમને તેમ કરતાં જોઈને મલ્લિ નમ્ર ભાવે બોલી:

'હે રાજાઓ! તમે તમારા ખેસ તમારે નાકે કેમ ઢાંક્યા? જે મૂર્તિનું સૌંદર્ય દેખી તમે લુબ્ધ થયા હતા તે જ મૂર્તિમાંથી આ દુર્ગંધ નીકળે છે.

'મારું સુંદર દેખાતું શરીર પણ તે જ પ્રમાણે લોહી, રુધિર, થૂંક, મૂત્ર અને વિષ્ટા એમ અનેક પ્રકારની ઘૃણા ઉપજાવે તેવી વસ્તુઓથી ભરેલું છે. તેમાં જતી સારામાં સારી સુગંધવાળી કે સ્વાદિષ્ટ વસ્તુઓ પણ દુર્ગંધરૂપ વિષ્ટા બનીને બહાર નીકળે છે, તો પછી આવી દુર્ગંધથી ભરેલા અને વિષ્ટાના ભંડારરૂપ આ શરીરના બાહ્ય સૌંદર્ય ઉપર કયો વિવેકી પુરુષ મુગ્ધ થાય?'

મલ્લિની આ માર્મિક વાણી સાંભળીને તે રાજાઓ શરમાઈ ગયા અને પોતાનું અંતર ખોલી અધોગતિના માર્ગમાંથી બચાવનાર મલ્લિને કહેવા લાગ્યા: 'હે દેવાનુપ્રિયે! તું જે કહે છે તે તદ્દન ખરું છે. અમે અમારી ભૂલને કારણે અત્યંત પસ્તાઈએ છીએ.'

ત્યાર બાદ મલ્લિએ તેમને ફરીથી કહ્યું: 'હે રાજાઓ! મનુષ્યનાં કામસુખો આવા દુર્ગંધયુક્ત શરીર ઉપર જ અવલંબેલાં છે. વળી તેનું બાહ્ય સૌંદર્ય પણ સ્થાયી નથી. જ્યારે તે શરીર જરાથી અભિભૂત થાય છે ત્યારે તેની કાંતિ વિવર્ણ થઈ જાય છે, ડાચું મળી જાય છે, મુખમાંથી લાળ દદડે છે અને આખું શરીર હાલતાંચાલતાં થરથર કંપે છે. તો હે દેવાનુપ્રિયો! એ પ્રકારના શરીરથી નીપજતાં કામસુખોમાં કોણ આસક્તિ રાખે અને તેમાં મોહ પામે?

'હે રાજાઓ! મને આ પ્રકારના કામસુખોમાં જરા પણ આસક્તિ નથી. મેં એ સર્વ સુખો તજી દીક્ષા લેવાનું તથા આજીવન બ્રહ્મચારી રહી, સંયમનું પાલન કરી, ચિત્તમાં રહેલ કામ, ક્રોધ વગેરે અસદ્વૃત્તિઓને નિર્મૂળ કરવાનું નક્કી કર્યું છે. આ વિષે તમારો શો વિચાર છે તે મને કહો.'

આ વાત સાંભળીને રાજાઓ અતિ નમ્રભાવે બોલ્યા: 'હે મહાનુભાવ! તારું કહેવું ખરું છે; અમે પણ તું જેમ કરવા ધારે છે, તેમ કામસુખો તજી પ્રવ્રજ્યા લેવા તૈયાર છીએ.'

મલ્લિએ તેમના વિચારને અનુમોદન આપીને, તેમને એક વાર પોતાની રાજધાનીમાં જઈ, પોતાના પુત્રોને રાજ્યકારભાર સોંપી, તેમની અનુમતિ લઈ, પાછા પોતાની પાસે આવવા કહ્યું.

આટલું નક્કી કર્યા બાદ તે આ બધા રાજાઓને લઈને પોતાના પિતા પાસે આવી. ત્યાં તે રાજાઓએ પોતે આપેલા ત્રાસ બદલ કુંભ રાજાની ક્ષમા માગી. કુંભે પણ તે બધાનો યથેષ્ટ સત્કાર કરી તેમને પોતપોતાની રાજધાનીઓ પ્રત્યે વિદાય કર્યા.

તે રાજાઓના ગયા બાદ મલ્લિએ પ્રવ્રજ્યા લીધી. તે રાજકુમારી હોવા છતાં ગામોગામ ફરવા લાગી તથા ભિક્ષા વડે મળતા લૂખાસૂકા અન્ન વડે પોતાનો નિર્વાહ કરવા લાગી. તેનું આ જાતનું સામર્થ્ય જોઈને બીજી અનેક સ્ત્રીઓ પણ તેની પાસે દીક્ષિત થઈને એ માર્ગે વળી.

પેલા રાજાઓ પણ પોતપોતાની રાજધાનીઓમાં જઈ, પોતાના પુત્રોને કારભાર સોંપી **મલ્લિ** પાસે આવ્યા અને પ્રવ્રજિત થયા.

**મલ્લિ** તીર્થંકર થઈ અને મનુષ્ય સમાજના ઉત્કર્ષ માટે વધારે ને વધારે પ્રયત્ન કરવા લાગી. આ પ્રવૃત્તિમાં પેલા છ રાજાઓ પણ તેના આજીવન સહચારી થયા.

આ પ્રમાણે મધ્યદેશમાં વિહાર કરતી **મલ્લિએ** પોતાનું અંતિમ જીવન બિહારમાં આવેલા સંમેત પર્વત ઉપર વિતાવ્યું અને અજરામરતાનો માર્ગ સાધ્યો.

હે **જંબુ**! શ્રમણ ભગવાન **મહાવીરે** સ્ત્રીજીવનનો પરાકાષ્ઠાએ પહોંચેલો વિકાસ આ અધ્યયનમાં વર્ણવેલો છે જે મેં તને કહ્યો." એમ આર્ય **સુધર્મા** બોલ્યા.[1]

---

૧. 'મલ્લિ'વાળી વાર્તામાં બાહ્ય સૌંદર્યવાળા શરીરમાં કેટલી દુર્ગંધ રહેલી હોય છે એનું દર્શન કરાવી વૈરાગ્યની પ્રેરણા કરી જ છે, પણ આર્ય સુધર્મા કહે છે તેમ એ વાર્તામાં શ્રમણ ભગવાન મહાવીરે સ્ત્રીજીવનનો પરાકાષ્ઠાએ પહોંચેલો વિકાસ બતાવ્યો છે; કેમકે રૂપવતી રાજકન્યા મલ્લિએ પોતાના પર આસક્ત થયેલા અને પોતાના પિતા સામે રણે ચડેલા રાજકુમારોને યુદ્ધમાંથી તો ઉગાર્યા જ, પણ તે ઉપરાંત તે રાજપુત્રોને ભોગવિલાસમાંથી બચાવી અજરામરતાના માર્ગમાં પોતાના આજીવન સહચારી બનાવ્યા. સ્ત્રીઓનું રૂપલાવણ્ય અને એમની કોમળતા માણસને ભોગવિલાસ તરફ લલચાવી પાડે છે, પણ જો એ સ્ત્રીહૃદય પોતે શુદ્ધ અને ઉન્નત હોય તો એ જ કોમળતાને લીધે દયાભાવ કેળવી પુરુષને વિષયનિર્મુખ કરી શકે છે અને સદાચાર તરફ દોરી શકે છે. ઉપોદ્‌ઘાતમાંથી

**—કાકા કાલેલકર**

# પ્રત્યાખ્યાન

'**અહો**! આ મા દીકરાને ધન્ય છે, કે કોઈ દિવસ એક પણ વ્યાખ્યાન નથી ચૂકતા.' લોકો ચારે મુખે હમેશાં વખતસર સાંભળવા આવતા એક મા દીકરાની પ્રશંસા કરતા હતા.

મા વિધવા હતી અને તેને એક જ પુત્ર હતો. મા અને પુત્ર એ આખાય ગામમાં સૌંદર્યના પૂતળાં હતાં. માનું નામ હતું **રતિ**, જ્યારે પુત્રનું નામ **મદન**. એકએકથી બન્ને ચડિયાતાં. **રતિ**ને જોતાં **કામદેવની પત્ની રતિ** વિસરાય અને **મદન**ની પાસે **કામદેવ** પોતે ઝંખવાણો પડી જાય. તેઓ બન્ને સાથે દરરોજ વ્યાખ્યાન સાંભળવા આવતા અને વ્યાખ્યાન પૂરું થતાં બન્ને સાથે ઊઠીને કોઈની સાથે કાંઈ પણ બોલ્યાચાલ્યા વગર ચાલ્યા જતાં. આ પ્રમાણે લોકોને તેમના ધર્માનુરાગથી તેમના પર ભાવ ઉત્પન્ન થયો હતો; પણ હવે તો આચાર્ય મહારાજને પણ તેમના પર સદ્‌ભાવ થયો.

એક દિવસ મહારાજશ્રી વ્યાખ્યાન આપતા હતા. તેમાં બ્રહ્મચર્યનો વિષય આવ્યો. મહારાજશ્રીએ તેના ઉપર ખૂબ જ વિવેચન કરતા આધ્યાત્મિક તેમ જ સાંસારિક દૃષ્ટિએ તેના ફાયદા જણાવ્યા.

વ્યાખ્યાન પૂરું થતાં એકેએક માણસ ઊઠીને ચાલ્યું ગયું, પરંતુ પેલા મા અને પુત્ર—**રતિ** અને **મદન** બન્ને બેસી રહ્યાં. જ્યારે બધા લોક જતા રહ્યા ત્યારે તે બન્ને જણા મહારાજ પાસે આવ્યાં અને

વંદન કરી તેમની સામે બેઠાં. થોડી વાર પછી ધીમે રહીને પુત્રે કહેવાનું શરૂ કર્યું: 'મહારાજ ! આજે હું એક વાત આપને કહેવા આવ્યો છું. એ વાત સાંભળી આપ આશ્ચર્યમાં પડશો અને એ વાતના નાયક માટે જેટલો અત્યારે આપને સંતોષ છે તેટલો જ અસંતોષ થશે; પરંતુ હવે તો આપ તેમાંથી તેને તારશો કે કાં તો તેને મારશો. આજે આપનું બ્રહ્મચર્ય ઉપરનું વ્યાખ્યાન સાંભળી હું ખૂબ જ ઊંડા વિચારમાં પડી ગયો છું. તમે કહ્યું કે પરસ્ત્રી, વેશ્યા વગેરે સાથે વિહાર કરનાર તો દુર્ગતિ પામે છે એ તો ખરું, પરંતુ પોતાની સ્ત્રી સાથે રમણ કરનાર છેવટે ચોરાશી લાખ જીવયોનિમાં રખડે છે; જ્યારે હું કેટલાય ભવ આ સંસાર સમુદ્રમાં રખડીશ, કારણકે હું તો મારી માતા સાથે વિહાર કરું છું . . .' યુવાન પુત્ર ઊંડી ઊંડી કેટલીય વેદનાથી હૃદયમંથન કરતો કરતો ત્રૂટક ત્રૂટક મનોવેધક ભાષામાં તણખા વેરવા લાગ્યો. તેની તરુણ મા નીચું જોઈ પ્રાયશ્ચિત્ત માટે તૈયાર થઈ હોય તેમ શાંત ચિત્તે એ તણખાને ઝીલી રહી અને મહારાજ એક એક ઝરતા તણખે વધુ ને વધુ સ્તબ્ધ બનતા ગયા.

'. . . એ મહા ઘોર પાપમાંથી છૂટવાનો કોઈ પણ ઉપાય છે?' યુવાને ગળગળા થતાં પૂછ્યું.

મહારાજશ્રીએ એક જ ક્ષણમાં વિચારીને કહ્યું: 'ભાઈ ! તેમાંથી બચવાનો ઉપાય છે, પણ તમારાથી તે નહિ બની શકે.'

'શો ઉપાય છે તે ત્યારે મને કહો.' યુવાને એકદમ આતુરતાથી પૂછ્યું. 'તે ગમે તેવો દુષ્કર હશે છતાં પણ હું તે ઉપાય કરીશ.' માતાએ ધીમે રહીને સાદ પૂર્યો.

મહારાજશ્રીએ કહ્યું: 'તો તમે કાલે એક ખાદીનો કકડો લાવજો. તેને એક વાસણ ઉપર બરાબર બાંધીને મારા આસન નીચે મૂકી તમે વ્યાખ્યાન સાંભળવા બેસજો. પૂર્વ વ્યાખ્યાન પૂરું થયા પછી અને ઉત્તર વ્યાખ્યાન શરૂ કરું તે પહેલાં તમે તમારી વાત બધા લોકોની સમક્ષ કહી સંભળાવજો, પરંતુ કહી સંભળાવ્યા પછી એ સાચવવાનું

કે બધા નિંદા કરે છતાં તમારે કોઈ પણ માણસની નિંદા મનમાં પણ ન કરવી અને સમભાવે રહી એ નિંદાને સહન કરવી. આથી જેટલી તમારી નિંદા થશે તેટલાં તમારાં કર્મો ખપે જશે અને ખાદીના કકડામાં રહેલાં કાણાં પુરાતાં જશે; અને પછી જેટલા કાણાં બાકી રહે તેટલા ભવ તમારે કરવાના બાકી રહેશે એમ સમજજો.'

મહારાજને વાંદીને તેઓ ઘેર ગયા. બીજે દિવસે મહારાજશ્રીએ કહ્યા મુજબ ખાદીનો અમુક માપનો કકડો લાવી, સૌથી પહેલાં વ્યાખ્યાનશાળાએ આવી, તેને વાસણ ઉપર બાંધી મહારાજશ્રીના આસન નીચે મૂકી દીધો અને તેઓ વ્યાખ્યાન સાંભળવા બેઠાં. ધીમે ધીમે બીજા માણસો પણ આવવા લાગ્યા અને આખી વ્યાખ્યાનશાળા ચિક્કાર ભરાઈ ગઈ.

મહારાજશ્રીએ વ્યાખ્યાન શરૂ કર્યું અને પૂર્વ ભાગ પૂરો પણ કર્યો. ઉત્તર ભાગ શરૂ કરે તે પહેલાં પેલો યુવાન પુત્ર ઊભો થયો. લોકો આથી આશ્ચર્ય પામ્યા. જે કોઈ દિવસ કોઈની સાથે કાંઈ ન બોલે કે ચાલે તે આજે શું કહે છે તે સાંભળવાને બધાંએ પોતાના કાન સરવા કર્યા. યુવાને થોડી વાર ઊભા રહી ધીમે ધીમે બોલવાનું શરૂ કર્યું.

'નિષ્કારણ કરુણાળુ પ્રભુ મહાવીરના પ્રતિનિધિરૂપ પૂજ્ય મુનિમહારાજ, મારે આજ કાંઈક કહેવું છે માટે તે કહેવાની મને અનુજ્ઞા આપો.'

મહારાજશ્રીએ શ્રોતૃપરિષદ પર નજર કરી તેમના મનોભાવ ઉપરથી બધાની સંમતિ સમજી તે યુવાનને બોલવાની રજા આપી.

'ત્રિલોકનાથ શ્રમણ ભગવાન મહાવીર સ્વામીના પ્રતિનિધિ-રૂપ પૂજ્ય મુનિમહારાજશ્રી અને આત્મપ્રિય સુશીલ બહેનો તથા સુજ્ઞ બાંધવો!' યુવાને જે વસ્તુ પોતાને કહેવાની હતી તે કહેવાની શરૂઆત કરી. 'વધારે તો નહિ પણ થોડા શબ્દોમાં જ એક વાત આજે આપ સૌને કહેવા ઊભો થયો છું. એ વાત એટલી તો ઘોર પાપ થી

ભરેલી છે કે જેનું સ્મરણ કરતાં મારું હૃદય કંપે છે; જ્યારે તેને સાંભળતાં આપ સૌનું હૃદય પણ હચમચી ઊઠશે.'

સાંભળવાની જિજ્ઞાસુથી આખા ઉપાશ્રયમાં નિરવ શાંતિ પથરાઈ.

'આપણે સર્વ લગભગ હમણાં અબ્રહ્મચર્યના નરકગામી કડુ ફળો અને બ્રહ્મચર્યનાં સ્વર્ગનાં મિષ્ટ તેમ જ મોક્ષનાં અમૃત ફળો વિષે કેટલાક દિવસથી સાંભળીએ છીએ. એના પરિશિષ્ટ રૂપે હું આ વાત કહું છું.

'એક સ્ત્રી અને પુરુષ કે જેને માટે તમને ખૂબ માન છે અને જે તમારા નિકટના સહવાસી છે–તેઓ નથી પરસ્ત્રી કે પર-પુરુષ, વિધવા કે વિધુર, નથી કુમારિકા કે કુમાર, કે પતિ કે પત્ની પણ સગા માતા પુત્ર છે; તેમની વચ્ચે અબ્રહ્મચર્ય અસંભવિત છે તે પણ સંભવિત થયેલું જોઈ મને બહુ જ કંપારી છૂટે છે.' યુવાનનો સાદ ગળગળો થવા લાગ્યો. 'આવી રીતે માતા અને પુત્ર પરસ્પર અબ્રહ્મ સેવી અઘોર પાપમાં પડનાર તમારી સર્વની વચ્ચે જ છે અને તે આ હું . . . તથા . . . આ મારા . . . માતા.'

શબ્દો પૂરા બોલાયા ન બોલાયા ત્યાં તો આખો ઉપાશ્રય ગાજી ઊઠ્યો. ચારે બાજુ તેને માટે તેમ જ તેની માને માટે ધિક્કાર અને ફિટકારના શબ્દો સંભળાવા લાગ્યા; છતાં આ બાજુ મા અને પુત્ર ફિટકાર માટે પોતે યોગ્ય જ છે એમ સમજી નિંદાની વૃષ્ટિના વરસાદને સહન કરી રહ્યા.

મહારાજશ્રીએ તેના ઉપર એક પણ શબ્દ ન બોલતાં ઉત્તર વ્યાખ્યાન શરૂ કરી દીધું અને પૂરું પણ કર્યું; પણ આજે ઉપાશ્રયમાં દરરોજના જેવી શાંતિ ન હતી. ધીમે ધીમે ગરબડાટ થયે જ જતો હતો. કોઈએ વ્યાખ્યાન સાંભળવામાં રસ ન બતાવતાં માદીકરાની નિંદા કરવામાં જ આત્માની ઉન્નતિ ગણી. વ્યાખ્યાન પૂરું થતાં લોકો તે બન્ને ઉપર ધિક્કારની લાગણીનો વરસાદ વરસાવતાં ઘેર ચાલી નીકળ્યાં.

લોકોના ગયા પછી માદીકરો મહારાજ પાસે આવ્યા. તે વખતે આચાર્ય મહારાજે પેલું કપડું કાઢીને જોયું તો બે કાણાં સિવાય બધાં કાણાં પુરાઈ ગયેલાં. આ જોઈ તેમણે કહ્યું: 'આજે તમારા પાપનું પ્રાયશ્ચિત્ત તમે બરાબર કરેલું છે, અને તેથી તેમાંથી તમે નિવૃત્ત થયા છો; પરંતુ આ સભામાં સુશીલા નામની એક સ્ત્રી અને સુમન નામનો એક પુરુષ એવા હતા કે જેને તમારી કબૂલાતથી ભારે આનંદ થયો અને તમારી નિંદા ન કરતાં તમારા પ્રાયશ્ચિત્ત બદલ તમને ધન્યવાદ આપવા લાગ્યા; એટલા માટે આ બે કાણાં બાકી રહ્યા છે, જે એમ સૂચવે છે કે હવે બે જ ભવ તમારે કરવાના બાકી રહ્યા છે.'

યુવાનના હૃદયમાંથી ઝપાટાબંધ એક વિચાર સરી ગયો: 'પ્રાયશ્ચિત્તથી ત્યારે શું શું નહિ મળતું હોય? ધન્ય છે ગુરુ મહારાજને કે જેમણે મને આ ઉપાય બતાવ્યો અને ધન્ય છે એ જૈનધર્મને કે જેમાં આવા ઘોર પાપમાંથી મુક્ત થવાનો માર્ગ છે.'

# પદો

## ૧

## પ્રભુમમત્વ

ત્હને હું મારા જીવનમાં પ્રાણ કરી રાખું,
હો નાથ! રાખ એટલું મમત્વ માત્ર મારું. ત્હને૦

હો નાથ જેથી દશ દિશામાં હું ત્હને જ ભાળું,
હો નાથ! જેથી વસ્તુ વસ્તુમાં ત્હને પિછાણું. ત્હને૦

હો નાથ! તારી ઈચ્છાને આધીન થાઉં.
હો નાથ બાહુપાશ વડે તું થકી બંધાઉં. ત્હને૦

ત્હને હું જેથી કોઈ પ્રકારે નહિ છાંડું,
હો નાથ! રાખ બંધન એ પ્રેમતણું મારું. ત્હને૦

—કવીવર રવીન્દ્રનાથ ટાગોર

૨

## આંતરવિકાસ

અંતર મમ વિકસિત કરો, અંતરતર હે,
નિર્મળ કરો, ઉજ્જ્વલ કરો, સુંદર કરો હે. અંતર૦

જાગૃત કરો, ઉદ્યત કરો, નિર્ભય કરો હે.
મંગળ કરો નિરલસ, નિઃસંશય કરો હે. અંતર૦

યુક્ત કરો હે સવાર સંગે, મુક્ત કરો બંધ હે,
સંચાર કરો સકળ કર્મે, શાન્ત તુમાર છંદ હે. અંતર૦

ચરણ પદ્મે મમ ચિત્ત, નિસ્પંદિત કરો હે,
નંદિત કરો, નંદિત કરો, નંદિત કરો હે. અંતર૦

—કવીવર રવીન્દ્રનાથ ટાગોર

૩

## પ્રભુ પ્રસાદી-ભક્તને

[ ગઝલ ]

ત્હને જો પ્રાણથી પ્યારો, પછી તારે શી ચિંતા છે,
ત્હને જો પ્રેમથી ભેટું, પછી તારે શી બાકી છે. ત્હને૦

ત્હને જો આંખનો તારો, પછી તારે શું જોવું છે,
હૃદયનો રામ જો હું છું, પછી તારે શિદ મરવું છે. ત્હને૦

સ્તવનમાં સ્તુત્ય જો હું છું, પછી તારે શું સ્તવવું છે,
શ્રવણમાં શ્રાવ્ય જો હું છું, પછી તારે શું સૂણવું છે. ત્હને૦

વચનમાં વેદ જો હું છું, પછી તારે શું વદવું છે,
ધ્યાનમાં ધ્યેય જો હું છું, પછી તારે શું ધ્યાવું છે. ત્હને૦

જ્ઞાનમાં જ્ઞેય જો હું છું, પછી તારે શું જપવું છે,
સોહમમાં ૐ જો હું છું, પછી તારે શું જપવું છે. ત્હને૦

ૐમાં બ્રહ્મ જો હું છું, પછી તારે શું તજવું છે,
બ્રહ્મમાં શાન્તિ જો હું છું, પછી તારે ક્યાં ભમવું છે. ત્હને૦

—લાલન

૪

## પરમાત્માને સંબોધન

મુજ ચિત્ત વિષે તું આવી ભલે,
કર ચિંતન તું, તુજમાં રમશે. મુજ૦

કર ગાન રૂડાં મુજ વાણી વિષે,
વીણા થઈ તે તુજને સ્તવશે. મુજ૦

કર કાર્ય ભલાં મુજ દેહ વિષે,
આજ્ઞા તે તારી શિરે ધરશે. મુજ૦

મુજ પ્રાણ જાગે અજાગે તુજને,
સનિધિ તેનો થઈ તું વસજે. મુજ૦

—લાલન

૫

## 'યથા રૂપે વિશ્વ દર્શન'

[ રાગ ધનાશ્રી ]

દેખું જુદું હું આજ જગત સૌ—
દેખું જુદું હું આજ.
દેહ જુદો મુજ રૂપ થકી છે, આ સૌ દેહનાં સાજ. જગત૦

સ્ત્રી ધન માતા પિતા પુત્ર ને,
ઘર કુટુંબ પરિવાર;
એ પણ દેહના ધાર. જગત૦
હું નહિ જગમાં જગ નહિ મુજમાં,
જગ જડ હું જોનાર. જગત૦
જે ક્રિયા કરતો **લાલન**માં,
તેને પણ જોનાર. જગત૦
નિશ્ચય શિવ વ્યવહારે જીવ,
ધ્યાને એક જણાય. જગત૦
ક્રોડ ભવે પણ ધ્યાન વિના જીવ,
ભમતાં શિવ નહિ થાય. જગત૦
[માટે] ઓળખ, ઓળખનારને ધ્યાને,
તો ક્ષણમાં શિવ થાય. જગત૦

—**લાલન**

૬

## આત્મ-સાક્ષાત્કાર

[ ગઝલ ]

મને કોઈ કે'તું જગત ખોટું,
તે તો મેં હવે જાણ્યું;
મને કોઈ કે'તું જગત સાચું,
તે પણ મેં હવે જાણ્યું. મને૦

કદિ ખોટું તો મારે શું,
કદિ સાચું તો મારે શું;
નથી થાતું નથી જાતું,
હુંમાં હું સમાયો છું;
અખંડ આ સ્થિર જ્યોતિમાં,
નથી થાતું, નથી જાતું. મને૦

પદ્મખીણ. ( Lily Dale )
અમેરિકા.
૨૧ જાન્યુઆરી ૧૯૦૦

—લાલન

૭

## वसुधैव कुटुम्बकम् ।

[ શાર્દૂલવિક્રીડિત ]

મોટી તે સહુ માતૃતુલ્ય ગણું હું,
છોટી ગણું પુત્રીઓ;
જે હોયે સમ વર્ષમાં મુજ તણા,
તેને ગણું ભગિનીઓ;
મોટા તે સહુ પિતૃ તુલ્ય ગણું હું,
છોટા ગણું પુત્રકો;
જે હોયે સમ વર્ષમાં, મુજતણા.
તેને ગણું બંધુઓ;
એવી માનવ માત્રમાં મુજ થજો,
પ્રીતિ તણી વૃષ્ટિઓ;
આ કાળે મુજને પ્રભુ કરી કૃપા,
આશિષ એવી દીઓ.

—લાલન

## Truth Face to Face

In me there shines the Soul of whole
Encentring and encircling all
' Twist God and man there is no wall '
Effect and cause, in me e'er roll.

Lily Dale. N. Y. U. S.
21st January 1900 }

—**Lalana.**